सैन्ट जॉननुं

# भागवत



ઇંગ્લિશદ્વારા ગુજરાતીમા ઉતારનાર

**સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ**

પ્રકાશકઃ નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ
દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન
ભાવનગર



પ્રત ૨૦૦૦
આવૃત્તિ ૧ લી
વિ સ ૧૯૮૦

મુદ્રક
વેણીલાલ છગનલાલ બૂચ
નવજીવન મુદ્રણાલય
સારંગપુર, સરખીગરાની વાડી–અમદાવાદ

# પ્રસ્તાવના

પૃથ્વી ઉપરના સર્વ ધર્મશાસ્ત્રોમાં બાઇબલનું સ્થાન ઘણું ઉંચું છે એવું આજે જગતના સર્વ જાતિના, દેશના, અને જૂદા જૂદા ધર્મો પાળતા લોકો પણ સ્વિકારે છે. જગતમાં આવી કંઇક માન્યતા સર્વત્ર પ્રસરેલી હોવાથી જ બાઇબલ અને તેમાય ખાસ કરીને નવા કરાર એટલે ઈસુ ખ્રિસ્તના સંબંધમા જે કાંઇ સાહિત્ય તેમાં ઉમેરાયુ છે તેનો ઉંડો અભ્યાસ માત્ર ખ્રિસ્તીઓ કરે છે એટલું જ નહિ પણ બૌદ્ધો, મુસલમાનો, હિંદુઓ, જરથોસ્થીઓ વગેરે કરે છે. દુરની વાત નહિ કરતાં આપણા હિંદુસ્થાનમાં જ જ્યારથી, એટલે સુમારે સવાસો વર્ષ થયાં, બાઈબલનો પ્રચાર વિશેપ પ્રમાણમા થવા માડયો છે ત્યારથી એ પુસ્તક કેટલીક મહાન તેમ સામાન્ય વ્યક્તિઓને અતિ પ્રિય થઇ પડેલું છે. રાજા રામમોહન રાય, આચાર્ય કેશવચંદ્ર સેન અને મહાત્મા ગાંધીનાં જીવન અને કાર્ય આ વાતનું સાક્ષ્ય આપે છે.

બાઇબલમાં પ્રવેશ કરતા તેના અભ્યાસીઓનું ધ્યાન આજે અઢાર સૈકાઓ થયા કોઈ પણ પુસ્તક પ્રત્યે વિશેષ રીતે ખેંચાયું હોય તો તે આ " સેન્ટ જૉનનું ભાગવત " છે. ચાર સુવાર્તાઓ જેમાં ઇસુનું જીવનવૃત્તાંત આપવામાં આવ્યું છે તે નવા કરારમા મુખ્ય સ્થાન ભોગવે છે. અને

તેમાં આ સુવાર્તા પ્રથમથી જ "અધ્યાત્મ સુવાર્તા" તરીકે ઓળખાવવામાં આવેલી છે. બીજી પણ સુવાર્તાઓ એટલે માત્થી, માર્ક અને લૂકની લખેલી સુવાર્તાઓમાં જે વાતનું કથન કરવામાં આવ્યું છે તેનું અહિં આંતરરહસ્ય આપવામાં આવ્યું છે. બીજી સુવાર્તાઓમાં ઇસુના ઉપદેશ અને તેણે કરેલાં અદ્ભુત કાર્યોનું વર્ણન કરવામાં આવ્યું છે, ત્યારે અહિં તેના આગમન અને જીવનનું તાત્પર્ય બતાવવામાં આવ્યું છે. આ સુવાર્તા આવી આધ્યાત્મિક છે એનું કારણ એ છે કે જે યોહાને તે લખેલી કહેવાય છે તે ઈસુનો પરમ પ્રિય શિષ્ય હોવાથી તેના જીવનનો ખરો મર્મ પૂર્ણ રીતે સમજી શકયો હતો. એ લેખકની દૃષ્ટિ એવી ઉચ્ચ અને સ્વર્ગીય તેમજ તીક્ષ્ણ છે કે પ્રથમથી જ તેને ગગન-વિહારી ગરૂડપક્ષીની ઉપમા આપવામાં આવી છે.

આ પુસ્તકમાં સુવાર્તિક જે કંઈ કહેવા માગે છે તે આ છેઃ-આ જગતના સૃષ્ટા પ્રેમ-સ્વરૂપ છે અને તેણે મનુષ્યજાતિ માટેના પોતાના અનંત પ્રેમથી પોતાનો 'શબ્દ' જે પોતાનું જ એક સ્વરૂપ છે, અને જેને તેનો એકાકીજનિત પુત્ર કહેવામાં આવે છે, તેને મનુષ્યના પરમ કલ્યાણ માટે મોકલેલ છેઃ તેનો આ "શબ્દ" કે "પુત્ર" ઈસુ ખ્રિસ્ત રૂપે પ્રકટ થયેલ છે અને તેણે પોતાનાં વચન તેમ કાર્યદ્વારા પોતે કોણ છે એ વાતનું પ્રમાણ આપ્યું છેઃ વળી તેને વિષે તેના પુરોગામી કેટલાક પેગંબરોએ તેમ તેની પાછળ આવનાર

તેના કેટલાક શિષ્યોએ પણ તે કોણ છે તે વિષે સાક્ષ્ય આપ્યું છેઃ આ ઉપરાંત સહુના અંતરમાં રહેનાર 'પવિત્ર આત્મા' પણ તેનાં વચન અને જીવન જોઇ તેના સંબંધમાં પ્રતીતિ આપે છે: આ કારણથી તેમાં જે કોઈ આસ્થા રાખે તે શાશ્વત જીવનની પ્રાપ્તિ કરે છે અને જે કોઈ નથી રાખતું તે પોતાની મેળે જ એ જીવનમાંથી બાતલ થાય છે.

✓આ બધું એ લેખકને એવી સુસ્પષ્ટ રીતે દેખાય છે અને એવું અનુભવસિદ્ધ છે કે તે અતિગૂઢમાં ગૂઢ અને ગહનમાં ગહન વાતો અને વિચારો સાદામાં સાદી અને સરલમાં સરલ ભાષામાં મુકે છે. આ પુસ્તકનું આ ખાસ લક્ષણ, જેને લીધે તે તેના સર્વ વાચક અને અભ્યાસીના મત ઉપર એક અપૂર્વ છાપ પાડે છે અને પ્રત્યેક સરલ હૃદયના મનુષ્ય માટે અત્યંત આકર્ષક બનેલું છે, તે દુનિયાના બીજા કોઇ પણ ધર્મશાસ્ત્રના પુસ્તકમાં તેટલે અંશે જોવામાં આવતું હશે કે કેમ એ એક પ્રશ્ન છે. લેખક પોતે એક પ્રકારનો અતિ ઉચ્ચ કવિ છે અને તેનું આ પુસ્તક દિવ્ય કવિત્વથી ભરેલું છે. ઈસુ ખ્રિસ્તમાં વિશ્વાસ રાખવાથી તેને જે જીવન પ્રાપ્ત થયું છે તેને તે એક નવા આત્મિક સૃજન રૂપ સમજે છે અને તેને બાહ્ય જગતનાં સૃજનની અને સૃષ્ટિની આદિ વસ્તુઓની ઉપમા તે પગલે પગલે આપે છે આથી તે આધ્યાત્મિક વિચાર વધારે સરલ રીતે સમજાવે છે. એટલું જ નહિ પણ બાહ્ય અથવા જડ જગતમાં એક નવો અર્થ પ્રેરે છે અને તેમ કરી તેને

આત્મિક સર્જનના એક પ્રતીક અથવા ચિન્હનું રૂપ આપે છે. 'પ્રકાશ', 'વાયુ' 'જળ' 'અન્ન 'જીવન વગેરે શબ્દો તેને અતિ પ્રિય છે અને તેમનો તે વારંવાર ઉપયોગ કરે છે આ સિવાય 'સત્ય' 'સાક્ષ્ય' 'ચિહ્ન' 'દીપ્તિ' 'શાશ્વત જીવન' 'ઉત્થાન' 'વચન' 'કાર્ય' વગેરે શબ્દો, જે આ યાત્મિક જીવનની તે વાત કરે છે તેનુ વર્ણન કરવા માટે તે છૂટથી વાપરે છે, અને તેમનો અર્થ બરાબર સમજતા સુવાર્તાનુ રહસ્ય સમજવામા બહુ મુશ્કેલી લાગતી નથી વળી દ્રાક્ષવલ્લી અને તેની શાખાઓ અને પાળક અને તેના ઘટાના જે અતિ સુન્દર રૂપક આપવામા આવ્યા છે તે ખ્રિસ્તી સાહિત્યમા ઘણુ ઉચ્ચ સ્થાન ભોગવે છે એટલુ જ નહિ પણ તેથી ઉચામા ઉચી કલા પણ પ્રેરાઇ છે

આ પુસ્તકના સાધારણ રીતે ત્રણ ભાગ કર વામા આવે છે અને તે આ પ્રમાણે છે (૧) પ્રસ્તાવના ૧, ૧ ૧૮ (૨) ઈસુનું જગત આગળ પ્રકટીકરણ ૧; ૧૯—૧૨,૫૦ (૩) ઈસુનુ પોતાના શિષ્યો આગળ વિશેષ પ્રકટીકરણ આમાના બીજા ભાગમા તે પોતાના સ્વરૂપનુ જે પ્રકટીકરણ કરે છે તેનુ જે બે જાતનુ પરિણામ આવે છે તેનુ બહુ સુન્દર રીતે નિરૂપણ કર્યુ છે. ઈસુ પોતાના વચન અને કાર્યદ્વારા ખ્રિસ્ત એટલે ઇશ્વરના અભિષિક્ત તારકરૂપે પ્રકટ થતા એક બાજુ સરલ હૃદયના, ભોળા, નિરભિમાની, નિખાલસ મનુષ્યોનો વિશ્વાસ તેના પર બેસે છે અને દિનપ્રતિદિન વધતો જાય છે, અને બીજી બાજુ પોતાના જ્ઞાન અને ધાર્મિ-

કતાના અભિમાની માણસોને તેમાં અવિશ્વાસ ઉત્પન્ન થાય છે એટલુંજ નહિ પણ તેઓ તેનો દ્વેષ કરે છે અને આખરે તેનો નાશ કરવાનો નિશ્ચય કરે છે, એ બધી વાત આ લેખક કોઇ મહાન નાટકકારની ખૂબીથી વર્ણવે છે. ત્રીજા ભાગમાં અને તેમાંય ખાસ કરીને ૧૩થી ૧૭ અધ્યાય સુધીમાં ઈસુ પોતાના શિષ્યોને પોતાનો વિશેષ પરિચય આપે છે અને તેમાં અતિ ઉચ્ચમા ઉચ્ચ આત્મિક વિષયોનું નિરુપણ કરવામાં આવ્યું છે. આ પાંચ અધ્યાય આ પુસ્તકના અભ્યાસીઓને ખાસ કરીને પ્રિય છે. ત્યાર પછીના ત્રણ અધ્યાયમાં તે મૃત્યુ ઉપર વિજય પ્રાપ્ત કરે છે અને ઉત્થીત થઈ પોતાના શિષ્યોને પોતાના નવા સ્વરૂપનો પરિચય આપે છે. છેલ્લો અધ્યાય ઉપસંહાર રૂપે છે અને તેમાં પણ એજ પરિચયની વિશેષ વાત કહેવામાં આવી છે.

આ પુસ્તકમાં જે આધ્યાત્મિક વિષયનું નિરુપણ કરવામાં આવ્યું છે તે એવો તો ગૂઢ અને ગહન છે કે બિશપ વેસ્ટકોટ નામના આ સુવાર્તાના એક પ્રસિદ્ધ આધુનિક ટીકાકારે કહ્યું છે કે હિંદુસ્થાનના લોકો જ આ સુવાર્તાનું રહસ્ય પૂર્ણ રીતે સમજી શકશે અને પોતે સમજ્યા પછી તેઓ જગતને સમજાવી શકશે. એના કહેવાનું તાત્પર્ય એ છે કે આ પુસ્તક સમજવામાં હિંદુસ્થાનના લોકોમાં અને તેમાંય ખાસ કરીને હિંદુઓમાં જે આધ્યાત્મિક વૃત્તિ છે તેની પૂર્ણ જરૂર છે. આ વાતમાં કેટલું

સત્ય છે તે તો ભવિષ્યમાં જ જાણી શકાશે, પણ આપણે એ કરી શકીએ ત્યાર પહેલાં આપણે આપણી એ અતિ ઉચ્ચ પ્રકારની વૃત્તિનું મિથ્યાભિમાન તો ત્યજવું જ જોઇએ. જ્યારે આપણે ચોથા અધ્યાયમાં વર્ણવામાં આવેલી સેમેરિયાની સ્ત્રી અથવા દસમા અધ્યાયમાંના અંધ માણસના જેવો સાદો, સરલ અને સહજ ભાવ આપણા હૃદયમાં લાવી શકીશું ત્યારે જ આપણે આ પુસ્તકમાં રહેલું રહસ્ય યોગ્ય રીતે સમજી શકીશું અને જગતને સમજાવી શકીશું. શુમારે બે વર્ષ પહેલાં આ પ્રસ્તાવનાના લેખકને મી. ઓલ્ડહેમ નામે એક મીશનરી ગૃહસ્થ જે International Review of Mission નામનું એક ઘણું ઉંચા પ્રકારનું માસિક કાઢે છે અને તે દ્વારા દુનિયાના જૂદા જૂદા દેશમાં જે બધાં પ્રોટેસ્ટંટ મિશનો છે તેમાં એક નવો જ એટલે રાષ્ટ્રીય તેમ જ ખરેખરો ખ્રિસ્તી ભાવ ફેલાવી પ્રત્યેક દેશમાં ખ્રિસ્તી મંડળીઓને તદ્દન સ્વતંત્ર કરવાનો અતિ સ્તુત્ય પ્રયત્ન કરી રહ્યા છે, તેણે કહ્યું હતું કે સીદી લોકોમાં તેમણે ઘણા કાળ સુધી બીજી પ્રજાઓની ગુલામી કરેલી હોવાથી એવા કેટલાક ભાવ ખીલ્યા છે કે જેને લઇને તેઓ ખ્રિસ્તી ધર્મનું સ્વરૂપ કંઇક જૂદી જ રીતે સમજી અને સમજાવી શકશે. અધ્યાત્મવૃત્તિનું પહેલું અને આખરનું પગથીયું સેવા છે. અને આ સુવાર્તામાં તેના લેખકે ઈસુ ખ્રિસ્તને પોતાના શિષ્યોના પગ ધોતા બતાવી

સેવાધર્મને જીવનના પરમ લક્ષ્યરૂપ દર્શાવી. પ્રેમ જેને તે તેના એક પત્રમાં પરમેશ્વર જ કહે છે તેનું સાચું સ્વરૂપ બતાવ્યું છે.

આ પુસ્તક દિવ્ય પ્રેમનું શાસ્ત્ર છે. એમાં ઈશ્વરનો પોતાના પુત્ર માટેનો અને મનુષ્યજાતિ માટેનો અનંત પ્રેમ, અને પુત્રનો પોતાના પિતા માટેનો અને મનુષ્યજાતિ માટેનો અનંત પ્રેમ અને તેના પરિણામે કરવામાં આવતો પોતાનો પૂર્ણ ભોગ દર્શાવવામાં આવેલ છે, અને આ દિવ્ય પ્રેમના પ્રદર્શનથી મનુષ્યના હૃદયમાં કેવી રીતે ભક્તિ જાગૃત થાય છે અને એ ભક્તિ વધતાં વધતાં ઈસુ ખ્રિસ્ત અને તેના શિષ્યો વચ્ચે અને એ સહુનું ઇશ્વર સાથે કેવું એક અદ્ભુત પ્રેમનું અદ્વૈત રચાય છે એ જણાવવામાં આવેલ છે. મનુષ્ય અને ઇશ્વર વચ્ચે ઈસુ ખ્રિસ્ત દ્વારા પ્રેમનું અદ્વૈત એજ આ સુવાર્તાનો મુખ્ય મંત્ર છે, અને એ અદ્વૈત સાધવા માટે ઈસુ ખ્રિસ્તમાં વિશ્વાસ, તેની આજ્ઞાનું પાલન અને મનુષ્યોની સેવા એ મુખ્ય સાધન છે એ અહિં કહેવામાં આવેલ છે બીજા શબ્દોમાં કહીએ તો ઇશ્વરનો 'શબ્દ' જે તેનું પોતાનું સ્વરૂપ છે તે શરીર ધારણ કરી ઈસુ ખ્રિસ્ત રૂપે પ્રકટ થાય છે અથવા અવતાર ધારણ કરે છે અને મનુષ્યોને મુક્તિનો માર્ગ દાખવે છે. સુવાર્તાનો આ ઉદ્દેશ પહેલા અધ્યાયના પહેલા અઢાર પદમાં આપેલી પ્રસ્તાવનામાં બહુ સુંદર રીતે સ્પષ્ટ કરવામાં આવેલ છે.

આ પુસ્તકનો લેખક ખરેખર કોણ એ સંબંધમાં છેલ્લાં પચાસેક વર્ષ થયાં ઘણી ચર્ચા થઈ રહેલી છે. જો કે અહિં એ ચર્ચામાં ઉતરવાની જરા પણ જરૂર નથી, તોપણ એટલું તો જણાવવું આવશ્યક છે કે એ પુસ્તક ઈસુના પ્રિય શિષ્ય જૉને પોતે લખ્યું ન હોય તોપણ તે તેનાજ શિષ્યમંડલમાં ઉત્પન્ન થયું છે, અને તેમાં જૉનનો જે ખાસ આત્મિક અનુભવ તેના નવા કરારમાં આપેલા પત્રોમાં જોવામાં આવે છે તે જ દેખાય છે. આ ઉપરાંત આ સુવાર્તા કેટલીક ઐતિહાસિક વાતો જે બીજી સુવાર્તાઓમાં જોવામાં આવતી નથી તે જોવામાં આવે છે, અને તેનું કારણ પણ એ જ છે કે જૉન પોતે એ બધી વાતોનો સાક્ષી હોવાથી તેણે તે વર્ણવેલી છે અને તેના શિષ્યોએ કે તેમાંના કોઈ એકે એ બધીને આ સુવાર્તા રૂપે ગુંથી છે. આ વાતમાં સત્ય ગમે તે હોય પણ એટલું તો સ્વતઃસિદ્ધ છે કે આ પુસ્તક ઉપર ઈસુના પ્રિય શિષ્ય જૉનની છાપ બહુ જ ઉંડી પડેલી છે, અને મેત્રિની જેવા પ્રબળ ઈશ્વરસેવકે પોતાની તીક્ષ્ણ નૈતિક અને આત્મિક દૃષ્ટિ વડે યોગ્ય જ કહ્યું છે કે "જે કોઇએ એ લખ્યું તે જૉન હતો."

√આવા અત્યુત્તમ પુસ્તકનું ભાષાંતર ગુજરાતી ભાષામાં સ્વર્ગવાસી મણિશંકર રત્નજી ભટ્ટ જેવા સમર્થ અને ભક્તિમાન લેખકને હાથે થયું છે એ ગુજરાતી બંધુભગિનીઓ માટે ઈશ્વરના એક

આશીર્વાદ રૂપ વાત છે. આ પુસ્તક મૂળ ગ્રીક ભાષામાં છે અને આ ભાષાંતર અંગ્રેજી ભાષાંતર દ્વારા કરેલું હોવા છતાં તેમાં મૂળ પુસ્તકનું ગૌરવ ઘણે અંશે જોવામાં આવે છે એનું કારણ એ જ છે કે સ્વ. મણિભાઇ એ પુસ્તકની અંદર રહેલા તેના આત્મામાં પ્રવેશ કરી શકયા હતા અને તેમાં જણાવવામાં આવેલ ઈસુ ખ્રિસ્તનું ખરૂં શિષ્યત્વ તેમનામાં હતું. Mystics કહેવાતા ગહન આત્મિક અનુભવવાળા માણસો અથવા ભકત-જ્ઞાનીઓમાં આ સુવાર્તાના લેખક જૉનનું સ્થાન ઘણુંજ ઉંચું છે, અને સ્વ. મણિભાઇમાં એ ભક્ત જ્ઞાનીઓનો ભાવ કંઇક અંશે હતો તેથી જ તે તેના પ્રત્યે આકર્ષાયા હતા, તેને સમજી શકયા હતા, અને તેને પોતાની ભાષામાં સારી રીતે ઉતારવાને શક્તિમાન થયા છે. વળી તેમનામાં આ ભાવ હતો અથવા તેઓ સત્યશોધક અને સત્યાર્થી હતા તેથી જ તે ઈસુ ખ્રિસ્ત પ્રત્યે આકર્ષાઇ તેના અનુયાયી અથવા ખ્રિસ્તાર્થી બન્યા હતા અને આખર સુધી તેમણે ખ્રિસ્તનું શિષ્યત્વ પાળ્યું હતું.

✓તેમના જીવનમાં જે કાંઇ વિશેષ કે અસામાન્ય હતું તે આ ખ્રિસ્તાર્થીત્વને જ આભારી હતું. તેમનામાં વકતૃત્વ, કવિત્વ કે લેખનકળામાં જે કાંઇ પ્રાસાદિક તત્ત્વ હતું તેનું મૂળ તેમની આ ભક્તિમત્તામાં હતું. શિક્ષક તરીકે તેમણે જે ઉચ્ચ પ્રકારનું કાર્ય કરી પોતાના શિષ્યોનો અસાધારણ પ્રેમ મેળવ્યો હતો

તે તેના પોતાના ઇશ્વર માટેના પ્રેમ અને તેમાંથી ઉત્પન્ન થતા મનુષ્યજાતિ માટેના પ્રેમના પરિણામ રૂપ હતું. ન્હાનાલાલ કવિએ તેમના વિષે કદાચિત્ યોગ્ય જ કહ્યું છે કે તેમનામાં શિક્ષક તરીકે અને બીજી રીતે પિતા કરતાં માતાના ગુણ વિશેષ હતા, અને તેમ હોવાનું ખરૂં કારણ એ જ છે કે તેમનો પ્રેમ માતાના પ્રેમની માફક વધારે ઉંડો હતો. તેના આ ગુણોનો પ્રકાશ વિશેષ કરીને તેના અંગત મિત્રમંડલમાં થયો હતો અને તેના તેમને લખેલા પત્રોનો સંગ્રહ કરી તેમને પ્રસિદ્ધ કરવામાં આવે તો તેથી ગુજરાતી સાહિત્યમાં એક નવી ઉચ્ચ વસ્તુ ઉમેરાય એમાં કશી શંકા નથી.

સ્વ. મણિભાઇનું સ્વીડનબોર્ગ પ્રત્યે જે આકર્ષણ થયું હતું તેમાં કંઇક દૈવી ઘટના જ રહેલી છે. પૃથ્વીના સર્વ Mystics માં આ મહાપુરુષનું સ્થાન ઘણું ઉંચું છે, અને તેના અદ્ભુત્ વિચારો અથવા સિદ્ધાંતો અને સત્યોથી મણિભાઇએ પોતાનાં "સ્વર્ગ અને નરક" "લગ્ન-સ્નેહ" 'સ્વર્ગીય સિદ્ધાંત' વગેરે ભાષાંતરોથી ગુજરાતને વાકેફ કરી તેના ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. એમણે સ્વીડનબોર્ગનો જે પરિચય પોતાની ભાષા દ્વારા આપ્યો છે તેવો સમસ્ત હિંદુસ્થાનમાં બીજા કોઈ પણ પ્રાંતમાં કોઇએ આપ્યો હશે કે નહિ એ પ્રશ્ન છે. સ્વીડન-બોર્ગના સિદ્ધાંતોના સંબંધમાં આ પ્રસ્તાવનાના લેખકનો પોતાનો મત કાંઇ ચોક્કસ નિર્ણય પર આવી શક્યો નથી, તોપણ એટલું તો તે ઉત્સાહ-

પૂર્વક કહી શકે છે કે પૃથ્વી ઉપરના સર્વ ધર્મોપદેશકોમાં સ્વીડન દેશનો આ દ્દષ્ટા એક અતિ મહાન, અસામાન્ય અને અલૌકિક છે. તેની આત્મિક દૃષ્ટિ કોઈ એવી કક્ષાએ પહોંચી હતી કે જ્યાં ઉચ્ચમાં ઉચ્ચ કવિત્વ અને તત્ત્વજ્ઞાન એકત્ર રહેલાં છે, અને એ સહુ તેણે આત્મિક વિજ્ઞાન રૂપે પૃથ્વી આગળ અતિ સરલ વૈજ્ઞાનિક ભાષામાં મુકેલ છે. આ તેણે એવી સુંદર રીતે કર્યું છે કે મ્હોટા કવિઓનું કવિત્વ તેની પાસે લજ્જિત થાય એવું છે. સ્વ. મણિભાઈના સંબંધમાં કોઈ પણ કહેતું હોય કે તેમનું કવિત્વ અમુક અંશે સુકાયું હતું. તો એવું કહેનાર આ વાત ભૂલી જાય છે કે તેને એક એવી વસ્તુ પ્રાપ્ત થઇ હતી કે જેમાં કવિત્વ તેના યોગ્ય પ્રમાણમાં જ રહ્યું હતું. આ વસ્તુ તે સ્વીડનબૉર્ગનું તત્ત્વજ્ઞાન અથવા આત્મિક વિજ્ઞાન. એ દૃષ્ટાનાં સત્યપ્રિયતા, ઈશ્વરની સેવાનો ભાવ, ગાંભીર્ય અને ઈશ્વરે પોતે બક્ષેલું અંતર્જ્ઞાન ત્રિકાળ અને ત્રિલોકનું જ્ઞાન જોઇ તેને સાધારણ કવિઓનું કવિત્વ એક પ્રકારનું વાક્ચાતુર્ય જેવું જ લાગ્યું હોય અને તેના ઉપર અભાવ પણ ઉત્પન્ન થયો હોય તો તેમાં કંઈ નવાઇ પામવા જેવું નથી. આ કારણથી તેમણે સ્વીડનબૉર્ગના સિદ્ધાંતોનો પ્રચાર ગુજરાતમાં અને અમુક અંશે સ્વીડનબૉર્ગ સોસાયટી-ની સ્થાપના દ્વારા ગુજરાતની બહાર પણ જે પ્રયાસ કર્યા છે તે રસસાહિત્યમાં જે કાંઇ કરવાને તે શક્તિમાન ન થયા હોય તેની ખોટ સારી

રીતે પુરી પાડે છે. ખરી વાત તો એ જ છે કે આ સ્વીડનબોર્ગીઅન સાહિત્યે તેમની આગળ સર્વ સાહિત્યનું સ્થાન લીધું હતું, અને તેમણે તેને પ્રચાર કરવાનું એક માત્ર કાર્ય પોતાના શિર પર લીધું હતું.

સ્વ. મણિભાઇ સાથેનો પ્રથમ પરિચય આ લેખકને ૧૯૦૮માં જ્યારે તે વિલ્સન કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે થયો હતો. તે વખતે બ્રાહ્મ સમાજના મહાન આચાર્ય સ્વ. કેશવચંદ્ર સેનનાં વ્યાખ્યાન વગેરે વાંચી તેનું ચિત્ત બ્રાહ્મ-પ્રત્યે તેમ જ ઈસુ ખ્રિસ્ત પ્રત્યે ઘણું જ આકર્ષાયું હતું. વળી એ જ સાલમાં વિલ્સન કૉલેજમાં, અધ્યાપક ડૉ. સ્કૉટ, બી. એ. કલાસમાં જૉનની સુવાર્તા શીખવતા હતા, અને તે વખતે તેણે તેનું અધ્યયન ધ્યાનપૂર્વક કર્યું હતું. આથી જે મણિભાઇના સંબંધમાં તેણે કેટલુંક સાંભળ્યું હતું અને જેને મળવાની તેને ઉત્કંઠા હતી તેની સાથેના પહેલા મેલાપમાં જ એક પ્રકારનો આત્મિક સંબંધ બંધાયો. એ વખતે જ ઘણું કરીને મણિભાઈએ જૉનની સુવાર્તાની ઘણી જ પ્રશંસા કરી હતી. ત્યાર પછી તેમનો મેળાપ કવચિત્ કવચિત્ જ થયેલો હતો, પણ તેમના સ્નેહીઓ કરૂણાશંકર કુબેરજી ભટ્ટ અને શિવાભાઈ જેઠાભાઇ પટેલ આ લેખકના પણ પરમ સ્નેહી હોવાથી તેને તેના સંબંધમાં કેટલુંક જાણવાનું મળ્યા કરતું હતું, અને જ્યારે જ્યારે મણિભાઇનો પોતાનો

મેળાપ થતો હતો ત્યારે ત્યારે તે તેના સમાગમથી આનંદ તથા લાભ પામી શકતો હતો. પણ આ પરિચય વિશેષ તો ત્યારે જ થયો કે જ્યારે આ લેખકે પોતાના ધાર્મિક વિચારની પ્રગતિ થતાં બાપ્તિસ્મા લઇ ઈસુ ખ્રિસ્ત એ ઇશ્વરનો અવતાર છે એવી પોતાની માન્યતા પ્રકટ કરી. તેણે આ પગલું લીધું ત્યાર પછી તેમનો પત્રવ્યવહાર કેટલોક ચાલ્યો હતો, અને આજે છેલ્લાં ચાર વર્ષ થયાં આ લેખક પોતાના વતન રાજકોટમાં આવી રહ્યો છે ત્યારથી મણિભાઇ તેને પોતાને ત્યાં આવવા માટે આમંત્રણ આપી રહ્યા હતા, પણ પોતાની ઘણી ઉંડી ઈચ્છા હોવા છતાં તેમ કરવાનું આ લેખકથી કમભાગ્યે બની શકયું જ નહિ. તેણે આ દિવાળી ઉપર અથવા સાહિત્ય પરિષદ્‌ની બેઠક વખતે જવાનો પક્કો નિશ્ચય કર્યો હતો, અને તેનાથી જવાનું બન્યું જ હોત, પણ ઇશ્વરેચ્છા બળવતી છે અને તેથી તેની મનની મનમાં જ રહી ગઈ છે. તેમને પરસ્પર ઘણું કહેવાનું હતું અને આ લેખકને ખાસ કરીને તેની પાસેથી ઘણું સાંભળવાનું અને શીખવાનું હતું. જે આ લોકમા બન્યું નથી તે પરલોકમાં બનશે એવી આશા મણિભાઈએ જ પ્રસિદ્ધ કરેલા સ્વીડનબોર્ગના સ્વર્ગ સંબંધી અનુભવ ઉપરથી હું રાખું છું. દરમ્યાન ઇશ્વર તેમના આત્માને શાંતિ અને અધિકાધિક આત્મિક પ્રગતિ આપો અને આપણ સહુને પણ તે જ આપણી જરૂર વિશેષ હોવાને લીધે વિશેષ પ્રમાણમાં અર્પો ! અસ્તુ.

આ ભાષાંતર એ સ્વર્ગસ્થ આત્માની 'સ્મરણાંજલિ તરીકે પ્રસિદ્ધ થાય છે તે યોગ્ય જ છે. એ પુસ્તકમાં રહેલી વસ્તુ તેના પ્રાણ રૂપ હતી અને તેના જીવનમાં જે કાંઈ સત્ત્વ હતું તે તેને એ વસ્તુમાંથી જ પ્રાપ્ત થયું હતું. તેને આ પુસ્તક જેટલું પ્રિય હતું તેટલું બીજું કોઈ પણ પુસ્તક હશે કે નહિ એ પણ એક પ્રશ્ન છે. નહિ જ હોય એમ ખાત્રીપૂર્વક માની શકાય છે. આ કારણથી તેમણે પોતે કરેલું આ સુંદર ભાષાંતર ગુજરાતને અર્પણ થતાં ગુજરાતી બંધુભગિનીઓને એક અપૂર્વ અને દિવ્ય વસ્તુ પ્રાપ્ત થાય છે એટલું જ નહિ પણ એ વસ્તુ સાથે તેના દેહ રૂપ પોતાના એક અત્યુત્તમ કવિ, લેખક, શિક્ષક અને મિત્ર અને સ્નેહી તરીકે એક્કા એવા અસાધારણ નરરત્નનો પ્રાણ પણ પુનઃ પ્રાપ્ત થાય છે. ગુજરાત એમની યોગ્ય કદર કરો, એમનો યોગ્ય સત્કાર કરો એ ઈશ્વર પ્રત્યે પ્રાર્થના અને ગુજરાતી બંધુઓ પ્રત્યે વિનંતિ છે.

આ સ્મરણાંજલિમાં આ પ્રસ્તાવનારૂપ એક બિન્દુ આપવાને આ લેખક ભાગ્યશાળી થયો છે તેને માટે તે ઇશ્વરનો તેમજ આ પુસ્તક પ્રકટ કરનાર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનનો ઉપકારી થયો છે.

મણિલાલ છોટાલાલ પારેખ

રાજકોટ, તા. ૧૯ સપ્ટેમ્બર ૨૩

# भागवत

## सेन्ट जॉनना प्रमाणे

---

### અધ્યાય ૧

પ્રારંભમાં શબ્દ હતો, અને શબ્દ પરમે-
શ્વરની સાથે હતો, અને શબ્દ પરમેશ્વર હતો.
૨ તે જ પ્રારંભમાં પરમેશ્વરની સાથે હતો.
૩ બધી વસ્તુઓ તેનાથી બનાવાઈ હતી;
અને તેના વગર જે બનાવાઇ હતી તે કોઇ પણ
વસ્તુ બનાવાઇ ન હતી.
૪ તેનામાં જીવન હતું; અને તે જીવન
માણસોનું પ્રકાશન હતું.
૫ અને પ્રકાશ અંધકારમાં ઝળકે છે; અને
અંધકારે તેને જાણ્યો નથી.
૬ ¶ એક માણસને પરમેશ્વરે પ્રેરેલો હતો,
અને તેનું નામ જૉન હતું.

૭ તે જ સાક્ષ્ય આપવાને આવ્યો, પ્રકાશનું સાક્ષ્ય આપવાને, કે જેથી તેના દ્વારા બધા માણસો માને.

૮ તે એ પ્રકાશ ન હતો, પણ એ પ્રકાશનું સાક્ષ્ય આપવાને પ્રેરાયેલો હતો.

૯ તે ખરો પ્રકાશ હતો, કે જે દુનિયામાં જે આવે છે તે દરેક માણસને પ્રકાશ આપે છે.

૧૦ તે દુનિયામાં હતો, અને દુનિયા તેનાથી બનાવાઇ હતી અને દુનિયાએ તેને જાણ્યો નહીં.

૧૧ તે તેનાં પોતીકાંઓમાં આવ્યો, અને તેનાં પોતીકાંઓએ તેનો સ્વીકાર કીધો નહીં.

૧૨. પણ જેટલાઓએ તેનો સ્વીકાર કીધો, તેઓને તેણે પરમેશ્વરના પુત્રો થવાની શક્તિ આપી, એટલે કે જેઓ તેના નામને માને છે તેમને :

૧૩ જેઓ લોહીના નહીં, કે માંસની ઇચ્છાના નહીં, કે માણસની ઈચ્છાના નહીં, પણ પરમેશ્વરના જન્મેલા.

૧૪ અને શબ્દ માંસ બનાવાયો, અને અમારામાં વસ્યો, (અને અમે તેની દીપ્તિ દીઠી, પિતાના એક જ જાતપુત્રના સરખી દીપ્તિ,) દયા અને સત્યથી ભરેલો.

૧૫ ¶ જૉને તેનું સાક્ષ્ય આપ્યું, અને પુકારીને કહ્યું કે આ તે છે કે જેના સંબંધી હું

બોલેલો, કે જે મારી પાછળ આવે છે તે મારી
પહેલાં નિયોજિત છે: કારણ, કે તે મારી પહેલાં હતો.
૧૬ અને તેની પર્ણતામાંથી અમે બધાએ લીધું
છે, અને દયાને માટે દયા.
૧૭ કારણકે નિયમ મોસિસથી અપાયેલો હતો,
પણ દયા અને સત્ય જીસસ ક્રાઇસ્ટથી આવ્યાં.
૧૮ કોઇ પણ માણસે કદાપિ પરમેશ્વરને
જોયેલો નથી; એક જ જાતપુત્ર, જે પિતાની
છાતીમાં છે, તેણે તેને પ્રકટ કીધેલો છે.
૧૯ ¶ અને આ જૉનનો વૃત્તાંત છે, કે જ્યારે
યાહુદીઓએ જેરૂસેલેમમાંથી યાજકો અને લેવી
પુત્રોને તેને પૂછવાને મોકલ્યા, કે તું કોણ છે?
૨૦ ત્યારે તેણે કહી દીધું અને ના કહી નહીં;
પણ કહી દીધું, કે હું ક્રાઇસ્ટ નથી.
૨૧ અને તેમણે તેને પૂછ્યું, કે ત્યારે કોણ?
શું તું એલિઆસ છે? અને તે કહે છે, કે હું
નથી. શું તું પેગંબર છે? અને તેણે જવાબ
આપ્યો કે ના.
૨૨ ત્યારે તેમણે તેને કહ્યું, કે તું કોણ છે?
કે જેમણે અમને મોકલ્યા છે તેમને અમે જવાબ
આપીએ. તું તારા સંબંધી શું કહે છે?
૨૩ તેણે કહ્યું, કે હું એક અરણ્યમાં પુકાર-
નારનો અવાજ છું, કે—પેગંબર ઈસાયાએ કહેલું
તે પ્રમાણે, સ્વામીનો માર્ગ સીધો કરો.
૨૪ અને જેઓ મોકલાયેલા હતા તેઓ
ફરિશીઓના હતા.

૨૫ અને તેમણે તેને પૂછ્યું અને કહ્યું, કે જ્યારે તું ક્રાઇસ્ટ નથી, તેમ એલિયાસ નથી, તેમ પેગંબર નથી, ત્યારે તું ન્હવરાવે છે શા માટે ?

૨૬ જૉને તેમને ઉત્તર આપતાં કહ્યું કે હું પાણીથી ન્હવરાવું છું: પણ તમારામાં એક ઉભો છે, જેને તમે જાણતા નથી;

૨૭ તે એ છે, કે જે મારી પાછળ આવતાં મારી પહેલાં નિયોજિત છે, જેના જોડાની દોરી છોડવાને હું લાયક નથી.

૨૮ આ વસ્તુઓ જોર્ડનથી આગળ બેથાબેરામાં, જ્યાં જૉન ન્હવરાવતો હતો ત્યાં બની.

૨૯ ¶ બીજે દિવસે જૉન જીસસને પોતાના તરફ આવતો જુએ છે, અને કહે છે, કે જુઓ પરમેશ્વરનો મેષપોત, કે જે દુનિયાનું પાપ વહી જાય છે.

૩૦ આ તે છે કે જેને માટે મેં કહેલું, કે જે માણસ મારી પાછળ આવે છે તે મારી પહેલાં નિયોજિત છે: કારણકે તે મારી પહેલાં હતો.

૩૧ અને મેં તેને જાણેલો નહીં: પણ તેને ઈઝરાયલ પાસે પ્રકટ કરવો જોઇયે, તેટલા માટે હું પાણીથી ન્હવરાવતો આવ્યો છું.

૩૨ અને જૉને સાક્ષ્ય આપતાં કહ્યું, કે મેં જીવનને સ્વર્ગમાંથી પારાવતની માફક ઉતરતું દીઠું, અને તે તેના ઉપર વિરમ્યું.

૩૩ અને મેં તેને જાણેલો નહીં: પણ જેણે મને પાણીથી ન્હવરાવવા મોકલ્યો, તેણે મને

કહેલું, કે જેના ઉપર તું જીવન ઉતરતું અને
વિરમતું જોશે, એ જ તે છે કે જે પવિત્ર જીવનથી
ન્હવરાવે છે.

૩૪ અને મેં જોયું, અને સાક્ષ્ય આપ્યું, કે
આ પરમેશ્વરનો પુત્ર છે.

૩૫ ¶ ફરી બીજે દિવસે જૉન તેના શિષ્યો-
માંના બેની સાથે ઉભો હતો;

૩૬ અને ચાલતા જતા જીસસ ઉપર જોઇને
તે કહે છે, કે જુઓ પરમેશ્વરનો મેષપોત!

૩૭ અને એ બે શિષ્યોએ તેને બોલતો
સાંભળ્યો, અને તેઓ જીસસની પાછળ ચાલ્યા.

૩૮ એટલે જીસસે વળીને તેમને પાછળ ચાલતા
જોયા, અને તેમને કહે છે, કે તમે શું શોધો છો?
તેમણે તેને કહ્યું, કે રેબી, (એટલે કે ગુરુ
તું ક્યાં વસે છે?

૩૯ તે તેમને કહે છે, કે આવો અને જુઓ.
તેઓ આવ્યા અને તે ક્યાં વસતો હતો તે જોયું,
અને તે દિવસ તેની સાથે રહ્યાઃ કારણકે ત્યારે
સુમારે દશમો કલાક હતો.

૪૦ જે બેએ જૉનને સાંભળેલો, અને તેનું
અનુસરણ કીધેલું, તેમાંનો એક ઍન્ડ્રૂ, સિમોન
પીટરનો ભાઈ હતો.

૪૧ તે પ્રથમ પોતાના ભાઇ સિમોનને મળે
છે, અને તેને કહે છે, કે અમને "મેસ્સિઆસ"
અર્થાત્ ક્રાઇસ્ટ મળ્યો છે.

૪૨ અને તેણે તેને જીસસ પાસે આણ્યો. અને જ્યારે જીસસે તેને જોયો, ત્યારે તેણે કહ્યું, કે તું જોનાનો પુત્ર સિમોન છે: તું "કેફા" અર્થાત્ પત્થર કહેવાશે.

૪૩ ¶ પછીને દિવસે જીસસ ગેલીલીમાં જાય છે, અને ફિલિપને મળે છે, અને તેને કહે છે, કે મને અનુસર.

૪૪ હવે ફિલિપ એન્ડ્રૂ અને પીટરના શહેરનો—બેથસૈદાનો હતો.

૪૫ ફિલિપ નેથેનિયલને મળે છે, અને તેને કહે છે, કે અમને જોસફનો પુત્ર નેઝેરેથનો જીસસ મળ્યો છે, કે જેના વિષે મોસીસે નિયમમાં અને પેગંબરોએ લખેલું છે.

૪૬ અને નેથેનિયલે તેને કહ્યું, કે નેઝેરેથમાંથી શું કંઇ પણ સારી વસ્તુ આવી શકે ? ફિલિપ તેને કહે છે, કે આવ અને જો.

૪૭ જીસસ નેથેનિયલને પોતાની પાસે આવતો જોઇને, કહે છે, કે જુઓ એ: ખરો "ઈઝ્રાયેલાઇટ" જેનામાં કશું કપટ નથી !

૪૮ નેથેનિયલ તેને કહે છે, કે તું મને કયાંથી જાણે છે ? જીસસે તેને ઉત્તર આપતાં કહ્યું, કે તે ફિલિપે તને બોલાવ્યો તે પહેલાં, જ્યારે તું અંજીરના ઝાડ નીચે હતો, ત્યારે મેં તને જોયેલો.

૪૯ નેથેનિયલે તેને જવાબ આપતાં કહ્યું, "રેબી", તું પરમેશ્વરનો પુત્ર છે; તું ઇઝ્રાયલનો રાજા છે.

૫૦ જીસસે તેને જવાબ આપ્યો અને કહ્યું, કે મેં તને અંજીરના ઝાડ નીચે જોયેલો એવું કહ્યું, તે કારણથી તું માને છે? તૂં આના કરતાં મહત્તર વસ્તુઓ જોશે.

૫૧ અને તે તેને કહે છે, કે ખરેખર ખરેખર, હું તમને કહું છું કે હવે પછી તમે સ્વર્ગને ઉઘડતું, અને પરમેશ્વરના દેવોને મનુષ્યના પુત્ર ઉપર ચડતા તથા ઉતરતા જોશો.

## અધ્યાય ૨

[૧ ક્રાઇસ્ટ પાણીનો દ્રાક્ષાસવ કરી નાખે છે; ૧૨ કેપરનામમાં અને જેરૂસેલમ તરફ જાય છે; ૧૪ જ્યાં તે દેવાલયમાંથી વ્હોરનારાઓ અને વ્હોરાવનારાઓને દૂર કરે છે; ૧૯ તે પોતાના મૃત્યુ અને પુનરુત્થાનનો ભવિષ્યવાદ કરે છે. ઘણાઓ ચમત્કારના કારણથી માનતા થયેલા, પણ તેણે તેમનો વિશ્વાસ કીધેલો નહીં.]

ત્રીજે દિવસે ગેલીલીના કાનામા એક લગ્ન હતું: અને જીસસની માતા ત્યાં હતી:

૨ અને જીસસ તથા તેના શિષ્યો બધા લગ્નમાં નિમંત્રાયેલા હતા.

૩ અને જ્યારે તેમને દ્રાક્ષાસવની ખોટ પડી, ત્યારે જીસસની માતા તેને કહે છે, કે તેમની કને દ્રાક્ષાસવ નથી.

૪ જીસસ તેને કહે છે, કે બાઇ, મારે તારી સાથે શી નિસબત છે! મારો કલાક હજી આવેલો નથી.

૫ તેની માતા સેવકોને કહે છે, કે જે કંઇ એ તમને કહે એ કરજો.

૬ અને યાહુદીઓના શૌચના વિધિ પ્રમાણે બે અથવા ત્રણ ફર્કિન પાણીવાળાં છ પત્થરનાં કૂંડાં ત્યાં મૂકેલાં હતાં.

૭ જીસસ તેમને કહે છે, કે કૂંડાં પાણીથી ભરો. અને તેમણે તે કાંઠા સુધી ભર્યાં.

૮ અને તે તેમને કહે છે, કે હવે કાઢો, અને ભોજનના વ્યવસ્થાપકની પાસે લઇ જાઓ. અને તેઓ તે લઇ ગયા.

૯ જ્યારે ભોજનના વ્યવસ્થાપકે દ્રાક્ષાસવ થયેલું પાણી ચાખ્યૂં અને તે કયાંથી આવ્યૂં તે જાણ્યૂં નહીં: (પણ જે સેવકોએ તે કાઢેલું તેઓ જાણતા હતા;) ત્યારે તેણે વરને બોલાવ્યો.

૧૦ અને તે તેને કહે છે, કે દરેક માણસ પ્રારંભમાં સારો દ્રાક્ષાસવ મૂકે છે; અને જ્યારે માણસો સારી રીતે પી લે છે, ત્યારે નરસો: પણ તેં સારો દ્રાક્ષાસવ હજી સુધી રાખેલો છે.

૧૧ આ ચમત્કારોની શરૂઆત જીસસે ગેલીલીના કાનામાં કરી, અને પોતાની દીપ્તિ પ્રકટ કીધી; અને તેના શિષ્યો તેના પર માનતા થયા.

૧૨ ¶ આ પછી તે કેપરનામ ગયો, તે અને તેની માતા, અને તેના ભાઇઓ, અને તેના શિષ્યોઃ અને ત્યાં તેઓ બહુ દિવસ રહ્યાં નહીં.

૧૩ ¶ અને યાહૂદીઓનો "પરિત્રાણ" નો ઉત્સવ નજીક હતો, અને જીસસ જેરૂસેલમમાં ગયો.

૧૪ અને મંદિરમાં તેણે બળદો અને ઘેટાં અને કબૂતરો વેચનારાઓને, તથા નાણાવટીઓને બેસતા જોયાઃ

૧૫ અને ત્યારે તેણે નાની દોરીઓનો એક કોરડો બનાવ્યો, અને તેમને બધાને બળદો તથા ઘેટાંની સાથે મંદિરમાથી હાંકી કાઢયા; અને નાણાવટીઓનું નાણું વેરી દીધું, અને ટેબલો ઉલટાવી નાખ્યાં;

૧૬ અને જેઓ કબૂતરો વેચતા હતા તેમને કહ્યું, કે આ વસ્તુઓ અહીંથી લઈ જાઓ; મારા પિતાના ઘરને વેચવાના માલનું ઘર ન કરો.

૧૭ અને તેના શિષ્યોને યાદ આવ્યું કે એવું લખેલું છે, કે તારા ઘરના ઉત્તાપે મને ખાઈ નાખ્યો છે.

૧૮ ¶ ત્યારે યાહૂદીઓએ જવાબ આપ્યો, અને તેને કહ્યું, કે તું આવી વસ્તુઓ કરે છે ત્યારે અમને શી નિશાની બતાવે છે?

૧૯ જીસસે જવાબ આપ્યો, અને તેમને કહ્યું, કે આ મંદિરને તોડી પાડો, અને ત્રણ દિવસમાં હું તે ફરી ઉભું કરીશ.

૨૦ ત્યારે યાહૂદીઓએ કહ્યું, કે ચાળીશ અને છ વર્ષ આ મંદિરને બંધાતાં લાગ્યાં છે, અને તું તેને ત્રણ દિવસમાં ઉભું કરશે ?

૨૧ પણ તેણે પોતાના શરીરના મંદિર સંબંધી કહેલું.

૨૨ તેટલા માટે જ્યારે તે મરેલાંઓમાંથી ઉઠયો, ત્યારે તેના શિષ્યોને સ્મરણ થયેલું, કે આ તેણે તેમને કહેલું હતું; અને તેઓ લેખને તથા જીસસે કહેલા શબ્દને માનતા થયેલા.

૨૩ ¶ હવે જ્યારે તે 'પરિત્રાણ' ઉપર જેરૂસેલમમાં હતો, ત્યારે ભોજનના દિવસમાં ઘણાએ તેના કરેલા ચમત્કારો જોઇને તેના નામમાં માનતા થયા.

૨૪ પણ જીસસે તેમને પોતાની સુપ્રત કીધી નહીં, કારણ કે તે બધા માણસોને જાણતો હતો.

૨૫ અને માણસ સંબંધી કોઇ સાક્ષ્ય આપે એવી તેને જરૂર ન હતીઃ કારણ કે તે જાણતો હતો કે માણસમાં શું છે.

## અધ્યાય ૩

[ ૧ ક્રાઇસ્ટ નિકોડેમસને પુનર્જનનની જરૂર શીખવે છે; ૧૪ તેના મૃત્યુ ઉપર આસ્થા સંબંધી;

દુનિયા તરફ પરમેશ્વરનો મોટો સ્નેહ. ૧૮. અમાન્યતા માટે દંડ ૨૩. સ્નાન, સાક્ષ્ય અને ક્રાઈસ્ટ સંબંધી જૉનનો સિદ્ધાંત ]

ફરિસીઓનો નિકોડેમસ કરીને એક માણસ યાહૂદીઓનો એક શાસક હતોઃ

૨ તે જ જીસસ પાસે રાત્રે આવ્યો, અને તેને કહ્યું, કે રેબી, અમે જાણીયે છીયે, કે તું એક પરમેશ્વર તરફથી આવેલો શિક્ષક છેઃ કારણ કે જેની સાથે પરમેશ્વર હોય તે સિવાય કોઇ પણ માણસ આ તું કરે છે તે ચમત્કારો કરી શકે નહીં.

૩ જીસસે તેને જવાબ આપ્યો, અને કહ્યું, કે ખરેખર, ખરેખર, હું તને કહું છું, કે માણસ ફરીને જન્માય તે સિવાય, તે પરમેશ્વરના રાજ્યને જોઇ શકે નહીં.

૪ નિકોડેમસ તેને કહે છે, કે માણસ ઘરડો હોય ત્યારે તે કેમ જન્માઇ શકે? શું બીજી વાર તે પોતાની માતાના ગર્ભાશયમાં પેસીને જન્માઇ શકે?

૫ જીસસે જવાબ આપ્યો, કે ખરેખર, ખરેખર, હું તને કહું છું, કે માણસ જલથી અને જીવનથી જન્માય, તે સિવાય તે પરમેશ્વરના રાજ્યમાં પેસી શકે નહીં.

૬ જે માસનું જન્માય છે તે માંસ છે; અને જે જીવનનું જન્માય છે તે જીવન છે.

૭ મેં તને કહ્યું, કે તમારે ફરી જન્માવું જોઇએ, તેથી વિસ્મય ન પામ.

૮ પવન જ્યાં તે ચાહે છે ત્યાં વહે છે, અને તું તેનો સ્વર સાંભળે છે, પણ કહી શકતો નથી કે તે ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે. જે જીવનથી જન્માય છે તે દરેક તેવો છે.

૯ નિકોડેમસે જવાબ આપ્યો, અને તેને કહ્યું, કે આ વસ્તુઓ કેમ હોઇ શકે?

૧૦ જીસસે જવાબ આપ્યો અને તેને કહ્યું, કે તું ઈઝરાયલનો ધણી છે, અને આ વસ્તુઓ શું જાણતો નથી?

૧૧ ખરેખર, ખરેખર, હું તને કહું છું, કે અમે જે જાણીએ છીએ તે બોલીએ છીએ, અને જે જોયેલું છે તેનું સાક્ષ્ય આપીએ છીએ; અને તમે અમારું સાક્ષ્ય સ્વીકારતા નથી

૧૨ જ્યારે મેં તમને પૃથ્વીની વસ્તુઓ કહી છે અને તમે માનતા નથી, ત્યારે જો હું તમને સ્વર્ગની વસ્તુઓ સંબંધી કહું, તો તમે કેમ માનશો?

૧૩ અને જે સ્વર્ગથી નીચે આવ્યો તે સિવાય કોઇ પણ માણસ સ્વર્ગે ચડેલો નથી, એટલે કે જે સ્વર્ગમાં છે તે મનુષ્યના પુત્ર સિવાય.

૧૪ ¶ અને જે પ્રમાણે મોઝિસે અરણ્યમાં સર્પ ઉંચકી લીધેલો, તે જ પ્રમાણે મનુષ્યનો પુત્ર ઉત્કૃષ્ટ થવો જોઇએ:

૧૫ કે જે કોઈ તેનામા માને તે મરે નહી પણ શાશ્વત જીવન પામે.

૧૬ ¶ કારણકે પરમેશ્વરને દુનિયા પર એવો સ્નેહ હતો, કે તેણે પોતાનો એક જ જાત-

પુત્ર આપ્યો, એટલા માટે કે જે કોઈ તેનામાં માને
તે મરે નહીં પણ શાશ્વત જીવન પામે.
૧૭ કારણકે પરમેશ્વરે પોતાના પુત્રને દુનિયામાં
મોકલ્યો, તે દુનિયાને દંડવાને નહીં; પણ
એટલા માટે કે દુનિયા તેના દ્વારા બચાવી શકાય.
૧૮ ¶ જે કોઈ તેનામાં માને છે તે દંડાતો નથીઃ
પણ જે માનતો નથી તે પહેલાંનો દંડાયેલો છે,
કારણકે તેણે પરમેશ્વરના એક જ જાતપુત્રના નામને
માન્યું નથી.
૧૯ અને દંડ આ છે, કે પ્રકાશ દુનિયામા
આવેલો છે, પણ માણસોએ પ્રકાશ કરતાં અંધ-
કારને પસંદ કીધો, કારણકે તેમનાં કામ પાપી હતા.
૨૦ કારણકે જે કોઇ પાપ કરે છે તે પ્રકાશને
ધિક્કારે છે, અને રખેને પોતાનાં કામ વખોડાય
તે માટે પ્રકાશની પાસે સુદ્ધાં આવતો નથી.
૨૧ પણ જે કોઈ સાચું કરે છે તે પ્રકાશની
પાસે આવે છે, કે જેથી તેનાં પરમેશ્વરમાં કરાયેલાં
કામ પ્રકટ થાય.
૨૨ ¶ આ વસ્તુઓ પછી જીસસ અને તેના
શિષ્યો જૂડિયાના મુલકમાં આવ્યા; અને ત્યાં તે
તેમની સાથે રહ્યો, અને ન્હવરાવવા લાગ્યો.
૨૩ ¶ અને જૉન પણ સલીમની નજીક
ઇનોનમાં ન્હવરાવતો હતો, કારણકે ત્યાં ઘણું
પાણી હતુંઃ અને તેઓ આવતા, અને ન્હવરાવાતા.
૨૪ કારણકે હજી સુધી જૉન કેદખાનામાં
નખાયેલો ન હતો.

૨૫ ¶ ત્યારે જૉનના કેટલાએક શિષ્યોની અને યાહુદીઓની વચ્ચે વિશોધન સંબંધી એક સવાલ નીકળ્યો.

૨૬ અને તેઓ જૉનની પાસે આવ્યા, અને તેને કહ્યું, કે રેબી, જે જોર્ડનને પેલે પારે તારી સાથે હતો, જેનું તેં સાક્ષ્ય આપેલું, તે જ, ન્હવરાવે છે, અને બધા માણસો તેની પાસે આવે છે.

૨૭ જૉને જવાબ આપ્યો, અને કહ્યું, કે કોઇ પણ માણસ તેને જે સ્વર્ગથી અપાય તે સિવાય કશી વસ્તુ ગ્રહી શકતો નથી.

૨૮ તમે પોતે મારું સાક્ષ્ય આપો, કે મેં કહેલું, કે હું ક્રાઇસ્ટ નથી, પણ તેની પહેલાં મોકલાયેલો છું.

૨૯ જેની વધૂ છે તે વર છે: પણ વરનો મિત્ર, જે ઉભો રહીને તેને સાંભળે છે, તે વરના અવાજના કારણથી ઘણો હર્ષ પામે છે : તેટલા માટે આ મારો હર્ષ પરિપૂર્ણ થયો છે.

૩૦ તેણે વધવું જોઇએ પણ મારે ઘટવું જોઇએ.

૩૧ જે ઉપરનાથી આવે છે તે બધાની ઉપર છે : જે દુનિયાનો છે તે દુનિયાદાર છે, અને દુનિયા સંબંધી બોલે છે: જે સ્વર્ગથી આવે છે તે બધાની ઉપર છે.

૩૨ અને જે તેણે જોયેલું અને સાંભળેલું છે તેનું તે સાક્ષ્ય આપે છે; અને કોઇ પણ માણસ તેનું સાક્ષ્ય સ્વીકારતો નથી.

૩૩ જેણે તેનું સાક્ષ્ય સ્વીકાર્યું છે, તેણે પોતાની મુદ્રામાં લખેલું છે, કે **પરમેશ્વર** સત્ય છે.

૩૪ કારણકે જેને **પરમેશ્વરે** મોકલ્યો છે તે **પરમેશ્વરના** શબ્દ બોલે છે: કારણકે **પરમેશ્વર** તેને માપથી જીવન આપતો નથી.

૩૫ પિતા પુત્રને ચાહે છે, અને બધી વસ્તુઓ તેના હાથમાં આપેલી છે.

૩૬ જે પુત્રને માને છે તેને શાશ્વત જીવન છે; અને જે પુત્રને માનતો નથી તે જીવનને જોશે નહીં; પણ **પરમેશ્વરનો** કોપ તેના પર વસે છે.

## અધ્યાય ૪

[ ૧ ક્રાઈસ્ટ સેમેરિઆની એક સ્ત્રી સાથે વાત કરે છે, અને તેની પાસે પોતાને પ્રકટ કરે છે; ૨૭ તેના શિષ્યો વિસ્મય પામેછે: ૩૧ તે **પરમેશ્વરની** દીપ્તિને માટેનો પોતાનો આગ્રહ તેમની પાસે વિદિત કરે છે; ૩૯ ઘણા સેમેરિટનો તેને માને છે; ૪૩ તે ગેલીલીમાં જાય છે, અને કેપરનોમમાં નિયામકનો પુત્ર બીમાર પડયો હતો તેને સાજો કરે છે.]

તેટલા માટે જ્યારે સ્વામીએ જાણ્યું, કે ફેરિસીઓએ એવું સાંભળ્યું છે કે, જીસસે જૉનના કરતાં વધારે શિષ્યો કીધા અને ન્હવરાવ્યા છે.

૨ (જોકે જીસસ પોતે નવરાવતો ન હતો; પણ તેના શિષ્યો,)

૩ ત્યારે તે જૂડિયા છોડીને ફરી ગેલીલીમાં ગયો.

૪ અને તેને સેમેરિયામા થઇને જવું પડે છે.

૫ ત્યારે જે જમીનનો કકડો જેકબે પોતાના પુત્ર જોસફને આપ્યો હતો તેની નજીક સેમેરિયાના સાઇકર નામના એક શહેર પાસે તે આવે છે.

૬ હવે જેકબનો કુવો ત્યાં હતો. તેટલા માટે જીસસ પોતાના પ્રવાસથી શ્રમિત હોઇને આ પ્રમાણે કૂવા ઉપર બેઠા; અને ત્યારે સુમારે છઠ્ઠો કલાક હતો.

૭ ત્યાં સેમેરિયાની એક સ્ત્રી પાણી કાઢવાને આવે છે: જીસસ તેને કહે છે કે મને પીવા આપ.

૮ (કારણકે તેના શિષ્યો શહેરમાં માંસ ખરીદવાને જતા રહ્યા હતા.)

૯ ત્યારે સેમેરિયાની સ્ત્રી તેને કહે છે, કે તું યાહૂદી છતાં હું જે એક સેમેરિયાની સ્ત્રી છું તેની પાસેથી પાણી માગે છે, એ કેમ? કારણકે યાહૂદીઓને સેમેરિટનો સાથે કશો વ્યવહાર નથી.

૧૦ જીસસે જવાબ આપ્યો અને તેને કહ્યું. કે જો તું પરમેશ્વરની બક્ષિશ, અને 'મને પીવાને

આપ' એવું જે તને કહે છે તે કોણ છે, એ જાણતી હોત; તો તું તેની પાસેથી માગત, અને તે તને જીવતું પાણી આપત.

૧૧ સ્ત્રી તેને કહે છે, સાહેબ, તારી પાસે કશું કાઢવાનું નથી અને કૂવો ઉંડો છેઃ ત્યારે તારી પાસે એ જીવતું પાણી કયાંથી છે?

૧૨ શું અમારો પિતા જેકબ, જેણે અમને કૂવો આપેલો છે, અને જેનું તેણે પોતે, તેનાં બાળકોએ અને તેનાં પશુઓએ પાણી પીધું છે, તેના કરતાં તું મોટો છે?

૧૩ જીસસે જવાબ આપ્યો અને તેને કહ્યું, કે જે કોઇ આ પાણી પીએ છે, તેને ફરી તૃષા લાગશે :

૧૪ પણ જે કોઇ હું આપીશ તે પાણી પીએ છે તેને કદાપિ તૃષા લાગશે નહીં; પણ જે પાણી હું તેને આપીશ તે તેનામાં પાણીનો કૂવો થઇ શાશ્વત જીવનમાં ઝર્યાં કરશે.

૧૫ સ્ત્રી તેને કહે છે, કે સાહેબ, આ પાણી મને આપ, કે જેથી મને તૃષા લાગે નહીં, તેમ અહીં કાઢવાને આવું નહીં.

૧૬ જીસસ તેને કહે છે, કે જા, તારા પતિને બોલાવ અને અહીં આવ.

૧૭ સ્ત્રીએ જવાબ આપ્યો અને કહ્યું કે મારે કોઈ પતિ નથી. જીસસે તેને કહ્યું, કે તેં ઠીક કહ્યું કે મારે કોઈ પતિ નથી :

૧૮ કારણકે તેં પાંચ પતિઓ કીધા છે; અને જે હમણાં તારી પાસે છે તે તારો પતિ નથીઃ એમાં તેં ખરું કહ્યું.

૧૯ સ્ત્રીએ તેને કહ્યું, કે સાહેબ, હું જોઉં છું કે તું પેગંબર છે.

૨૦ અમારા પૂર્વજો આ પર્વતમાં પૂજા કરતા; અને તમે કહો છો, કે માણસોએ જ્યાં પૂજા કરવી જોઇએ તે સ્થાન જેરૂસેલમમાં છે.

૨૧ જીસસ તેને કહે છે, કે સ્ત્રી, મારું માન, કે તે કલાક આવે છે કે જ્યારે તમે પિતાને નહીં આ પર્વતમાં કે નહીં જેરૂસેલમમાં પૂજશો.

૨૨ તમે કોને પૂજો છો તે તમે જાણતાં નથી: અમે કોને પૂજીયે છીએ તે અમે જાણીએ છીએ: કારણ કે તારણ યાહૂદીઓનું છે.

૨૩ પણ તે કલાક આવે છે, અને હાલ છે, કે જ્યારે ખરા પૂજકો પિતાને જીવનમાં અને સત્યમાં પૂજશેઃ કારણ કે પિતા પોતાને પૂજવાને આવાઓને શોધે છે.

૨૪ પરમેશ્વર જીવન છેઃ અને જેઓ તેને પૂજે છે તેમણે તેને જીવનમાં અને સત્યમાં પૂજવો જોઇએ.

૨૫ સ્ત્રી તેને કહે છે, કે હું જાણું છું કે અભિષિક્ત જે ક્રાઇસ્ટ કહેવાય છે તે આવે છેઃ જ્યારે તે આવી પહોંચશે, ત્યારે તે આપણને બધી વસ્તુઓ કહેશે.

૨૬ જીસસ તેને કહે છે કે, હું તારી પાસે બોલનાર તે છું.

૨૭ ¶ આટલામાં તેના શિષ્યો આવ્યા, અને તે તે સ્ત્રી સાથે વાત કરતો હતો તેથી વિસ્મિત થયા: છતાં કોઇએ એમ ન કહ્યું, કે તું શું શોધે છે? અથવા તું તેની સાથે શા માટે વાત કરે છે?

૨૮ ત્યારે તે સ્ત્રી પોતાની ગાગર મૂકીને પોતાને માર્ગે શહેરમાં ગઈ, અને લોકોને કહે છે કે—

૨૯ આવો, મેં જેટલાં કામ કર્યાં છે તેટલાં જેણે મને કહ્યાં તે માણસને જુઓ: એજ શું ક્રાઈસ્ટ નથી?

૩૦ એટલે તેઓ શહેરની બહાર ગયા, અને તેની પાસે આવ્યા.

૩૧ ¶ દરમિયાન તેના શિષ્યોએ તેને પ્રાર્થના કરતા કહ્યું, કે ગુરુ, ખા.

૩૨ પણ તેણે તેને કહ્યું, કે મારી પાસે તે માંસ ખાવાનું છે, કે જે સંબંધી તમે જાણતા નથી.

૩૩ તેટલા માટે શિષ્યો એકબીજાને કહેવા લાગ્યા, કે કોઇ પણ માણસે તેને કંઇ ખાવાનું આણી આપ્યું છે?

૩૪ જીસસ તેમને કહે છે, કે જેણે મને મોકલ્યો તેની ઇચ્છા બર લાવવી, અને તેનું કામ પૂરૂં કરવૂં, એ મારૂં માંસ છે.

૩૫ તમે નથી કહેતા, કે હજી ચાર મહિના છે, અને ત્યારે લાણીનો વખત આવે છે? જૂઓ, હું

તમને કહું છું, કે તમારી આંખો ઉંચી કરો, અને ખેતરો ઉપર નજર કરો; કારણ કે તેઓ લણીને માટે ધોળાં થઈ ચૂક્યાં છે.

૩૬ અને જે લણે છે તેને રોજી મળે છે, અને તે શાશ્વત જીવનમાં ફલ એકઠું કરે છે: કે જે વાવે છે તે અને જે લણે છે તે બન્ને સાથે ખુશ થાય.

૩૭ અને આમાં એ કહેવત ખરી છે, કે એક વાવે છે, તથા બીજો લણે છે.

૩૮ જેના પર તમે કશી મહેનત વાપરેલી નહીં તે લણવાને મેં તમને મોકલ્યાઃ બીજા માણસોએ .મહેનત કીધેલી અને તમે તેમની મહેનતમાં પેઠા છો.

૩૯ ¶ જેણે સાક્ષ્ય આપેલું, કે મેં જે કરેલું તે બધું તેણે મને કહ્યું તે સ્ત્રીના તે કહેવાથી તે શહેરના ઘણા સેમેરિટનોએ તેને માન્યો.

૪૦ તેટલા માટે જ્યારે સેમેરિટનો તેની પાસે આવ્યા ત્યારે તેમણે પોતાની સાથે રોભવાની તેને વિનંતી કીધીઃ અને તે ત્યાં બે દિવસ રહ્યો.

૪૧ અને બીજા ઘણાઓએ તેના પોતાના શબ્દથી માન્યું;

૪૨ અને તે સ્ત્રીને કહ્યું, કે હવે અમે માનીયે છીયે, કંઈ તારા કહેવાના કારણથી નહીં: કારણ કે અમે પોતે તેને સાંભળ્યો છે અને જાણીએ કે આ ખરેખર દુનિયાનો તારક ક્રાઇસ્ટ છે.

૪૩ ¶ હવે બે દિવસ પછી તે ત્યાંથી નિકળ્યો, અને ગેલીલીમાં ગયો.

૪૪ કારણ કે જીસસે પોતે સાક્ષ્ય આપેલું, કે પેગંબરને તેના પોતાના દેશમાં કશું માન નથી.

૪૫ જ્યારે તે ગેલીલીમાં આવ્યો, ત્યારે ગેલીલીઅનોએ જેરૂસેલમના ઉત્સવમાં તેણે કરેલી બધી વસ્તુઓ જોએલી હોવાને લીધે તેનો સ્વીકાર કીધો: કારણ કે તેઓ પણ ઉત્સવમાં ગયેલા હતા.

૪૬ એ પ્રમાણે જીસસ જ્યાં તેણે પાણીનો દ્રાક્ષાસવ કીધો હતો ત્યાં ગેલીલીના કાનામાં ફરીને આવ્યો. અને કોઈ એક અમીર હતો, જેનો પુત્ર કેપરનોમમાં બીમાર હતો.

૪૭ ત્યારે તેણે સાંભળ્યું કે જીસસ જ્યુડિયાથી બહાર ગેલીલીમાં આવેલો છે, ત્યારે તે તેની પાસે ગયો, અને તેને વિનંતી કીધી, કે તે આવે અને પોતાના પુત્રને સાજો કરે : કારણ કે તે મરવાની અણી પર હતો.

૪૮ ત્યારે જીસસે તેને કહ્યું, કે તમે નિશાનીઓ અને ચમત્કારો જુઓ તે વગર માનશો નહીં.

૪૯ અમીરે તેને કહ્યું, કે સાહેબ, મારો પુત્ર મરી જાય તે પહેલાં આવ.

૫૦ જીસસ તેને કહે છે કે તારે માર્ગે જા; તારો દીકરો જીવે છે અને તે માણસે જીસસે તેને કહ્યો હતો તે શબ્દ માન્યો, અને તે પોતાને માર્ગે ગયો.

૫૧ અને હવે જ્યારે તે પાછો જતો હતો, ત્યારે તેના સેવકો તેને મળ્યા, અને તેને કહેવા લાગ્યા, કે તારો પુત્ર જીવે છે.

૫૨ ત્યારે જે કલાકે તે સાજો થવા લાગ્યો તે કલાકની તેણે પૃચ્છા કીધી. અને તેમણે તેને કહ્યું, કે ગઇ કાલે સાતમે કલાકે તાવે તેને છાડયો.

૫૩ એટલે તે પિતાએ જાણ્યું કે ત્યારે તે જ કલાક હતો કે જ્યારે જીસસે તેને કહેલું કે તારો પુત્ર જીવે છે: અને તેણે પોતે માન્યું અને તેના આખા ઘરે.

૫૪ જ્યારે જીસસ જૂડિયામાંથી ગેલિલીમાં આવ્યો ત્યારે તેણે ફરીને આ બીજો ચમત્કાર કીધો.

## અધ્યાય ૫

આ પછી યાહૂદીઓનો એક ઉત્સવ હતો, અને જીસસ જેરૂસેલમમાં ગયો.

૨ હવે જેરૂસેલમમાં ઘેટાં બજારની પાસે એક તલાવડી છે, જે હીબ્રૂ ભાષામાં બેથેસ્ડા કહેવાય છે, અને જેમાં પાંચ પ્રવેશદ્વાર છે.

૩ આમાં અશક્ત લોકોનું એક મોટું ટોળું પડયું રહેતું, આંધળાં, પાંગળાં, બુઠ્ઠાંનું, પાણીના ચાલનની રાહ જોતું.

૪ કારણકે કોઇ એક દેવ અમુક વખતે તે તલાવડીમાં ઉતરતો, અને પાણીને ક્ષુબ્ધ કરતો; ત્યારે જે કોઇ પાણીનાં સંચાલન પછી પ્રથમ અંદર

પડતો, તે તેને જે કંઇ દરદ હોય તેમાંથી સાજો
થતો.

૫ અને અમુક માણસ ત્યાં હતો, જેને ત્રીશ
અને સાડ વર્ષથી એક દરદ હતું.

૬ જ્યારે જીસસે તેને પડેલો જોયો અને
જાણ્યું કે એ વખતથી તે સ્થિતિમાં છે, ત્યારે તે
તેને કહે છે, કે તારે સાજા થવું છે?

૭ તે અશક્ત માણસે તેને જવાબ આપ્યો,
કે સાહેબ, જ્યારે પાણી ક્ષુબ્ધ થાય છે ત્યારે
મને તળાવડીમાં મૂકનાર માણસ મારી પાસે કોઇ
નથી: પણ જ્યાં આવવા માંડું છું ત્યાં બીજો
મારી આગળ અંદર પડે છે.

૮ જીસસ તેને કહે છે, કે ઉભો થા, તારી
પથારી ઉપાડી લે, અને ચાલ.

૯ અને તરત તે માણસ સાજો થયો, અને
તેણે પથારી ઉપાડી, અને તે ચાલ્યો: અને તે જ
દિવસે વિશ્રામવાર હતો.

૧૦ ¶ તેટલા માટે યાહૂદીઓએ જે સાજો થયો
હતો તેને કહ્યું, કે આજે વિશ્રામવાર છે; તારે તારી
પથારી ઉપાડી જવી નિયમસર નથી.

૧૧ તેણે તેમને જવાબ આપ્યો, કે જેણે મને
સાજો કીધો, તેણે જ મને કહ્યું, કે તારી પથારી
ઉપાડી લે, અને ચાલ.

૧૨ ત્યારે તેઓએ તેને પૂછ્યું, કે જેણે તને
કહ્યું, કે તારી પથારી ઉપાડી લે અને ચાલ, તે
માણસ કોણ છે?

૧૩ અને જે સાજો થયો હતો તેને તે કોણ છે તેની ખબર ન હતી: કારણકે તે જગ્યામાં ટોળું હોવાથી જીસસ ત્યાંથી દૂર ચાલી ગયો હતો.

૧૪ પછી જીસસ તેને મન્દિરમાં મળે છે, અને કહે છે, કે જો, તું સાજો થયો છે: રખેને કંઇ વધારે ખરાબ તને થાય, તે માટે ફરી પાપ ન કરતો.

૧૫ તે માણસ ચાલતો થયો, અને યાહૂદીઓને તેણે કહ્યું, કે જેણે મને સાજો કીધેલો તે જીસસ હતો.

૧૬ અને તેટલા માટે યાહૂદીઓએ જીસસને સતાવ્યો, અને તેને મારી નાખવાને યત્ન કીધો, કારણકે તેણે આ વસ્તુઓ વિશ્રામવારે કીધેલી.

૧૭ ¶ પણ જીસસે તેમને જવાબ આપ્યો, અને કહ્યું, કે મારો પિતા અદ્યાપિ કામ કરે છે, અને હું કરૂં છું.

૧૮ તેટલા માટે યાહૂદીઓએ તેને મારી નાખવાને વધારે યત્ન કીધો, કારણકે તેણે વિશ્રામવાર તોડેલો એટલું જ નહીં પણ—એવું સુધાં કહેલું કે પરમેશ્વર મારો પિતા છે—પોતાને પરમેશ્વરની બરાબર કરીને.

૧૯ ત્યારે જીસસે જવાબ આપ્યો, અને તેમને કહ્યું, કે ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે પિતાને જે કરતાં જુએ તે સિવાય પોતામાંથી પુત્ર કંઇ પણ કરી શકતો નથી: કારણકે જે જે વસ્તુઓ તે કરે છે, તે તે બધી પુત્ર પણ કરે છે.

૨૦ કારણકે પિતા પુત્રને ચાહે છે, અને પોતે જે વસ્તુઓ કરે છે તે બધી તેને દેખાડે છે: અને આ કરતાં મહત્તર કામો તે તેને બતાવશે, કે જેથી તમે વિસ્મય પામો.

૨૧ કારણકે જેમ પિતા મરી ગયેલાંઓને ઉઠાડે છે, અને તેમને સજીવ કરે છે; તે જ પ્રમાણે પુત્ર પોતાને ગમે તેને સજીવ કરે છે.

૨૨ કારણકે પિતા કોઈ પણ માણસનો ન્યાય કરતો નથી, પણ બધો ન્યાય પુત્રને સોંપી દીધો છે:

૨૩ કે બધા માણસો જેમ પિતાને માને છે તેમજ પુત્રને માને. જે પુત્રને માનતો નથી તે જેણે તેને મોકલ્યો છે તે પિતાને માનતો નથી.

૨૪ ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે જે મારો શબ્દ સાંભળે છે, અને જેણે મને મોકલ્યો તેને માને છે, તેને શાશ્વત જીવન છે, અને તે દંડમાં આવશે નહીં; પણ મૃત્યુમાંથી જીવનમાં સંક્રાંત થયેલો છે.

૨૫ ખરેખર, ખરેખર, હું તમને કહું છું કે તે કલાક આવે છે, અને હાલ છે, કે જ્યારે મરી ગયેલાંઓ પરમેશ્વરના પુત્રનો અવાજ સાંભળશે: અને જેઓ સાંભળે છે તેઓ જીવશે.

૨૬ કારણકે જેમ પિતાને પોતામાં જીવન છે, તે પ્રમાણે તેણે પુત્રને પોતામાં જીવન હોવાનું આપેલું છે;

૨૭ અને તેને ન્યાય બજાવવાનો પણ અધિકાર આપેલો છે, કારણકે તે મનુષ્યનો પુત્ર છે.

૨૮ આથી વિસ્મય ન પામો: કારણ કે તે કલાક આવે છે કે જેમાં જેઓ કબરોમાં છે તે બધા તેનો અવાજ સાંભળશે,

૨૯ અને બહાર આવશે; જેમણે હિત કીધેલું છે તેઓ જીવનના પુનરુત્થાનમાં; અને જેમણે પાપ કીધેલું છે તેઓ અધ:પાતના પુનરુત્થાનમાં.

૩૦ હું મારા પોતામાંથી કશું કરી શકતો નથી: જેમ હું સાંભળું છું, તેમ ન્યાય આપું છું: અને મારો ન્યાય નીતિપુરસ્સર છે; કારણકે હું મારી પોતાની ઇચ્છાને શોધતો નથી, પણ જે પિતાએ મને મોકલ્યો છે તેની ઇચ્છાને.

૩૧ જો હું પોતાનું સાક્ષ્ય આપું તો મારું સાક્ષ્ય ખરું નથી.

૩૨ ¶ બીજો એક છે કે જે મારું સાક્ષ્ય આપે છે; અને હું જાણું છું કે તે મારું જે સાક્ષ્ય આપે છે તે ખરું છે.

૩૩ તમે જૉનને પૂછાવ્યું, અને તેણે સત્યનું સાક્ષ્ય આપ્યું.

૩૪ પણ હું માણસથી સાક્ષ્ય સ્વીકારતો નથી: છતાં આ વસ્તુઓ હું એટલા માટે કહું છું કે તમારું તારણ થાય.

૩૫ તે એક જ્વલતો અને એક ચમકતો પ્રકાશ હતો: અને એક અવધિ પર્યંત તેના પ્રકાશમાં મગ્ન થવાને તમે રાજી હતા.

૩૬ ¶ પણ મારી પાસે જૉનના કરતાં મહત્તર સાક્ષ્ય છે: કારણકે જે કામો પિતાએ મને પૂરાં કરવાને આપ્યાં છે, અને જે હું કરૂં છું તેઓ જ મારે માટે સાક્ષ્ય પૂરે છે, કે પિતાએ મને મોકલ્યો છે.

૩૭ અને જે પિતાએ મને મોકલ્યો છે તેણે જ મારૂં સાક્ષ્ય આપેલું છે. તમે કોઈ પણ વખત તેનો અવાજ સાંભળ્યો નથી, તેમ આકાર પણ જોયો નથી.

૩૮ અને તમારી પાસે તેનો શબ્દ અંતરમાં વસતો નથી: કારણકે જેને તેણે મોકલ્યો છે તેને તમે માનતા નથી.

૩૯ ¶ લેખોને શોધો; કારણકે તેમાં તમે ધારો છો કે તમને શાશ્વત જીવન છે: અને તેઓ તે છે કે જેઓ મારૂં સાક્ષ્ય પૂરે છે.

૪૦ અને તમને જીવન મળે, તે માટે તમે મારી પાસે આવશો નહીં.

૪૧ હું માણસો તરફથી માન સ્વીકારતો નથી.

૪૨ પણ હું તમને જાણું છું, કે તમારામાં પરમેશ્વરનો સ્નેહ નથી.

૪૩ હું મારા પિતાના નામમાં આવ્યો છું, અને તમે મને સ્વીકારતા નથી: જો બીજો કોઇ તેના પોતાના નામમાં આવશે, તો તેને તમે સ્વીકારશો.

૪૪ તમે, કે જેઓ એકબીજા તરફથી માન સ્વીકારો છો, અને જે માત્ર પરમેશ્વરમાંથી આવે છે તે માનને શોધતા નથી, તે શા પ્રકારે માની શકો ?

૪૫ એમ ન ધારો, કે હું પિતાની પાસે તમારા પર આરોપ કરીશ : એક છે કે જે તમારા પર આરોપ કરે છે, જેનામાં તમે વિશ્વાસ કરો છો. તે મોઝિસ પોતે.

૪૬ કારણકે જો તમે મોઝિસને માન્યો હોત, તો તમે મને માન્યો હોત : કારણકે તેણે મારા વિષે લખેલું.

૪૭ પણ જો તમે તેના લેખો માનતા નથી, તો મારા શબ્દો તમે કેમ કરીને માનશો ?

## અધ્યાય ૬

[ ૧ ક્રાઇસ્ટ પાંચ હજાર માણસોને પાંચ રોટલા અને બે માછલીઓથી ખવરાવે છેઃ ૧૫ જે ઉપરથી લોકોએ તેને રાજા બનાવવાની ઇચ્છા કીધેલી : ૧૬ પણ પોતાને દૂર કરીને તે પોતાના શિષ્યો તરફ દરિયા ઉપર ચાલ્યોઃ પોતાની પાછળ ટાળે મળતા લોકોને અને પોતાના શબ્દના બધા માંસલ સાંભળનારાઓને ઠપકો આપે છેઃ ૩૨

પોતાને માનનારાઓના જીવિતના રોટલા તરીકે વિદિત કરે છે: ૬૮ પીટર તેને કબૂલ કરે છે: ૭૦ જૂડાસ એક રાક્ષસ છે. ]

**આ** વસ્તુઓ પછી જીસસ ગૅલિલીનો સમુદ્ર જે ટાઇબીરિયસનો સમુદ્ર છે તેની ઉપર ગયો.

૨ અને એક મોટૂં ટોળું તેની પાછળ ગયું, કારણકે જેઓ દરદી હતા તેમના ઉપર તેણે કરેલા ચમત્કારો તેમણે જોયા હતા.

૩ અને જીસસ એક પહાડ ઉપર ગયો, અને ત્યાં તે તેના શિષ્યોની સાથે બેઠો.

૪ અને યાહૂદીઓનો પરિત્રાણ ઉત્સવ નજીક હતો.

૫ ¶ ત્યારે જ્યારે જીસસે પોતાની આંખો ઉંચી કીધી અને પોતાની પાસે એક મોટૂં મંડલ આવેલૂં દીઠૂં, તે વખતે તે ફિલિપને કહે છે, કે આ લોકો ખાય તે માટે રોટલા આપણે કયાંથી ખરીદશૂં ?

૬ અને આ તેણે તેની કસોટીને માટે કહ્યું: કારણકે તે પોતે પોતે શું કરશે તે જાણતો હતો.

૭ ફિલિપે તેને જવાબ આપ્યો કે બસેં પેનીના રોટલા તેમાંનો દરેક થોડુંએક લઇ શકે તેટલા પૂરતા નથી.

૮ તેના શિષ્યોમાંનો એક સાઇમન પીટરનો ભાઇ ઍન્ડ્રુ તેને કહે છે, કે—

૯ અહીં એક છોકરો છે તેની પાસે પાંચ જવના રોટલા અને બે નાની માછલી છે: પણ આટલા બધાંમાં તેટલું શું ?

૧૦ અને જીસસે કહ્યું, કે માણસોને બેસાડી દો. હવે તે જગ્યાએ ઘણું ઘાસ હતું. એટલે માણસો બેસી ગયાં, સંખ્યામાં શુમારે પાંચ હજાર.

૧૧ અને જીસસે રોટલા લીધા; અને જ્યારે તે ઉપકાર માની રહ્યો, ત્યારે તેણે શિષ્યોને વહેંચી આપ્યા, અને શિષ્યોએ જેઓ નીચે બેઠા હતા તેમને; અને એ રીતે માછલીઓ પણ જોઇએ તેમ.

૧૨ જ્યારે તેઓ ધરાઇ રહ્યાં, ત્યારે તેણે શિષ્યોને કહ્યું, કે બાકી રહેલા કકડાઓ એકઠા કરો કે કશું ખોવાય નહીં.

૧૩ તેટલા માટે તેઓએ તે એકઠા કીધા, અને જેમણે ખાધું હતું તેમની કને છંડાયેલા પાંચ જવના રોટલાઓમાંથી કકડાઓના બાર સૂંડલા ભર્યા.

૧૪ એટલે તે માણસોએ જ્યારે જીસસે કરેલો ચમત્કાર દીઠો ત્યારે કહ્યું, કે દુનિયામાં જે પેગંબર આવવાનો હતો તે ખરેખર આ છે.

૧૫ ¶ તેટલા માટે જ્યારે જીસસે જોયું, કે તેઓ આવશે, અને તેને રાજા કરવાને માટે બલાત્કારે પકડશે, ત્યારે ફરીને તે એકલો એક પહાડમાં ચાલ્યો ગયો.

૧૬ અને પછી જ્યારે સાંજ પડી, ત્યારે તેના શિષ્યો દરિયામાં ગયા,

૧૭ અને એક વહાણમાં બેઠા, અને દરિયા ઉપર કેપરનેઊમ તરફ ચાલ્યા. અને હવે અંધારૂં થયું હતું, તથા જીસસ તેમની પાસે આવેલો ન હતો.

૧૮ અને એક મોટો પવન ફૂંકવા લાગ્યો તે કારણથી દરિયો ઉછળ્યો.

૧૯ એટલે જ્યારે તેઓ હલેસાં મારતા પચીશ કે ત્રીશ ફરલાંગ પહોંચ્યા, ત્યારે તેમણે જીસસને દરિયાની ઉપર ચાલતો અને વહાણની નજીક આવતો જોયો: અને તેઓ ભયભીત થયા.

૨૦ પણ તે તેમને કહે છે, કે એ હું છૂં; ભયભીત ન થાઓ.

૨૧ ત્યારે તેમણે ખુશીથી તેને વહાણમાં લીધો: અને તરત જે સ્થાને તેઓ જતા હતા ત્યાં વહાણ પહોંચ્યૂં.

૨૨ ¶ બળતે દિવસે, જ્યારે જે લોકો દરિયાને પેલે કાંઠે ઉભા હતા તેમણે જોયૂં, કે જે હોડીમાં તેના શિષ્યો ચડી ગયા તે સિવાય બીજી કોઇ હોડી ત્યાં ન હતી, અને જીસસ હોડીમાં તેના શિષ્યોની સાથે ગયેલો ન હતો, પણ તે શિષ્યો એકલા ગયેલા હતા;

૨૩ (જોકે સ્વામીએ ઉપકાર માન્યા પછી જે જગ્યાએ તેમણે રોટલા ખાધેલા, તેની નજીક ટાઇબીરિયસથી બીજી હોડીઓ આવેલી:)

૨૪ તેટલા માટે જ્યારે લોકોએ જોયું કે જીસસ કે તેના શિષ્યો ત્યાં નથી, ત્યારે તેઓ પણ વહાણમાં ચડયા, અને જીસસને શોધતા કેપરનેઆમમાં આવ્યા.

૨૫ અને જ્યારે તેઓ દરિયાને પેલે પાર તેને મળ્યા, ત્યારે કહેવા લાગ્યા કે રેબી, તું કયારે અહીં આવ્યો ?

૨૬ જીસસે તેમને જવાબ આપ્યો અને કહ્યું, કે ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે તમે ચમત્કારો જોયા તે માટે નહીં પણ રોટલા ખાધા અને ધરાયા તે માટે મને શોધો છો.

૨૭ જે માંસ નાશ પામે છે તેને માટે નહીં, પણ જે માંસ શાશ્વત જીવનમાં ટકે છે, અને જે મનુષ્યનો પુત્ર તમને આપશે, તેને માટે મહેનત કરો : કારણકે પિતા પરમેશ્વરે તેને મુદ્રિત કીધો છે.

૨૮ ત્યારે તેઓએ તેને કહ્યું, કે પરમેશ્વરનાં કાર્ય કરવાને માટે અમે શું કરીએ ?

૨૯ જીસસે જવાબ આપ્યો, અને તેમને કહ્યું, કે આ પરમેશ્વરનું કાર્ય છે, કે જેને તેણે મોકલ્યો છે તેને તમે માનો.

૩૦ તેટલા માટે તેઓએ તેને કહ્યું, કે ત્યારે તું શી નિશાની દેખાડે છે, કે અમે જોઈએ, અને તને માનીએ ? તું શું કરી બતાવે છે ?

૩૧ અમારા પૂર્વજોએ અરણ્યમાં "મેના" ખાધેલું; જેમ કે લખેલું છે, કે તેણે તેમને ખાવાને સ્વર્ગમાંથી રોટલો આપ્યો,

૩૨ ત્યારે ઈસુએ તેમને કહ્યું, કે ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે મોસિસે તમને સ્વર્ગમાં-થી એ રોટલો આપેલો નહીં; પણ મારો પિતા તમને સ્વર્ગમાંથી ખરો રોટલો આપે છે.

૩૩ કારણકે પરમેશ્વરનો રોટલો તે છે કે જે સ્વર્ગમાંથી નીચે આવે છે; અને દુનિયાને જીવન આપે છે.

૩૪ ત્યારે તેઓએ તેને કહ્યું, કે સ્વામી, હમેશાં આ રોટલો અમને આપ્યા કર.

૩૫ અને ઈસુએ તેમને કહ્યું, કે હું જીવનનો રોટલો છું: જે મારી પાસે આવે છે તેને કદાપિ ભૂખ લાગશે નહીં; અને જે મને માને છે તે કદાપિ તરસ્યો થશે નહીં.

૩૬ પણ મેં તમને કહ્યું, કે તમે પણ મને જોયો છે, અને માનતા નથી.

૩૭ પિતા જેઓ મને આપે છે તે બધા મારી કને આવશે; અને જે મારી કને આવે છે તેને હું કોઇ પ્રકારે બહાર કાઢીશ નહીં.

૩૮ કારણકે હું સ્વર્ગથી નીચે આવ્યો, તે મારી પોતાની ઇચ્છા કરવાને નહીં, પણ જેણે મને મોકલ્યો તેની ઇચ્છા કરવાને.

૩૯ અને જેણે મને મોકલ્યો તે પિતાની આ ઇચ્છા છે, કે જે તેણે મને આપ્યું છે તેમાંથી કશું મારે ખોવું નહીં, પણ છલ્લે દિવસે ફરીને ઉઠાડવું.

૪૦ અને જેણે મને મોકલ્યો તેની આ ઇચ્છા છે, કે જે પુત્રને જૂએ છે, અને તેને માને છે, તે

દરેક શાશ્વત જીવન પામેઃ અને હું તેને છેલ્લે દિવસે ઉઠાડીશ.

૪૧ ત્યારે યાહૂદીઓ તેની સામે બડબડવા લાગ્યા, કારણકે તેણે કહ્યું, કે હું સ્વર્ગથી નીચે આવેલો રોટલો છું.

૪૨ અને તેમણે કહ્યું, કે આ જેનાં બાપ અને માને આપણે ઓળખીએ છીએ તે, જોસફનો પુત્ર, જીસસ નથી? ત્યારે એ એમ કેમ કહે છે, કે હું સ્વર્ગથી નીચે આવ્યો?

૪૩ જીસસે તેટલા માટે જવાબ આપ્યો, અને તેમને કહ્યું, કે તમે માંહોમાંહી બડબડો નહીં.

૪૪ જે પિતાએ મને મોકલ્યો છે તે જેને આકર્ષે તે સિવાય કોઇ માણસ મારી પાસે આવી શકતો નથીઃ અને તેને હું છેલ્લે દિવસે ઉઠાડીશ.

૪૫ પેગંબરોમાં લખાયેલું છે, કે અને તેઓ બધા પરમેશ્વરનું શિક્ષણ પામશે. તેટલા માટે જેણે પિતાને સાંભળ્યો છે, અને જે તેની પાસેથી શીખ્યો છે, તે દરેક મારી કને આવે છે.

૪૬ નહીં કે—જે પરમેશ્વરનો છે તે સિવાય કોઇ પણ માણસે પિતાને જોયેલો છે તેણે પિતાને જોયેલો છે.

૪૭ ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે જે મને માને છે તેને શાશ્વત જીવન છે.

૪૮ હું તે જીવનનો રોટલો છું.

૪૯ તમારા પિતાઓએ અરણ્યમાં મેના ખાધેલું, અને તેઓ મરી ગયેલા છે.

૫૦ આ સ્વર્ગમાંથી આવતો તે રોટલો છે, કે જે માણસ ખાય અને મરે નહીં.

૫૧ હું સ્વર્ગમાંથી નીચે આવેલો જીવતો રોટલો હું: જો કોઇ માણસ આ રોટલો ખાય તો તે હમેશાંને માટે જીવશેઃ અને જે રોટલો હું આપીશ તે મારૂં માંસ છે, જે હું દુનિયાના જીવનને માટે આપીશ.

૫૨ તેટલા માટે યાહુદીઓ માંહોમાંહી મથવા લાગ્યા, એવું કહીને, કે આ માણસ પોતાનું માંસ આપણને કેમ ખાવા આપી શકે?

૫૩ ત્યારે જીસસે તેમને કહ્યું, કે ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે તમે મનુષ્યના પુત્રનું માંસ ખાઓ, અને તેનું લોહી પીઓ, તે વગર તમને તમારામાં જીવન નથી.

૫૪ જે કોઇ મારૂં માંસ ખાય છે, અને મારૂં લોહી પીએ છે, તેને શાશ્વત જીવન છે; અને તેને હું છેલ્લે દિવસે ઉઠાડીશ.

૫૫ કારણકે મારૂં માંસ ખરેખર અન્ન છે અને મારૂં લોહી ખરેખર પાન છે.

૫૬ જે કોઈ મારૂં માંસ ખાય છે અને મારૂં લોહી પીએ છે, તે મારામા વસે છે, અને હું તેનામાં.

૫૭ જેમ જીવતા પિતાએ મને મોકલ્યો છે, અને હું પિતા વડે જીવું છું: તેમ મને જે ખાશે તે પણ મારા વડે જીવશે.

૫૮ જે રોટલો સ્વર્ગમાંથી નીચે આવ્યો તે આ છેઃ જેમ તમારા પિતાઓએ મેના ખાધું અને મરી ગયા છે તેમ આ નથીઃ જે આ રોટલો ખાય છે તે હમેશાંને માટે જીવશે.

૫૯ કેપરનોમમાં તે શીખવતો હતો ત્યારે સભાસ્થાનમાં તેણે આ વસ્તુઓ કહી.

૬૦ તેટલા માટે તેના ઘણા શિષ્યોએ જ્યારે આ સાંભળ્યું ત્યારે કહ્યું, કે આ એક કઠણ કથન છે; કોણ તે સાંભળી શકે ?

૬૧ જ્યારે જીસસે પોતાનામાં જાણ્યું, કે મારા શિષ્યો તે તરફ બડબડે છે, ત્યારે તેણે તેમને કહ્યું કે આથી તમને ખોટું લાગે છે ?

૬૨ અને જો તમે મનુષ્યના પુત્રને પહેલાં જ્યાં હતો ત્યાં ચડતો જોશો તો શું ?

૬૩ જે જીવાડે છે તે જીવન છે; માંસ કંઈ કામ આવતું નથીઃ જે શબ્દો હું તમારી પાસે બોલું છું તેઓ જીવન છે, અને તેઓ જીવ છે.

૬૪ પણ તમારામાં કેટલાએક છે કે જે માનતા નથી. કારણકે પોતાને કોણે માન્યો નથી અને કોણ ફસાવશે તેનું જીસસને પ્રારંભથી જ્ઞાન હતું.

૬૫ અને તેણે કહ્યું, કે તેટલા માટે મેં તમને કહ્યું, કે મારો પિતા જેને આપે તે સિવાય કોઈ માણસ મારી પાસે આવી શકતો નથી.

૬૬ ¶ તે વખતથી તેના ઘણા શિષ્યો પાછા વળ્યા અને તેની સાથે વધારે ચાલ્યા નહીં.

૬૭ ત્યારે જીસસે બારને કહ્યું કે તમે પણ જતા રહેશો ?

૬૮ ત્યારે સાઈમન પીટરે તેને જવાબ આપ્યો, કે સ્વામી, અમે કોની પાસે જઇશું? તારી પાસે શાશ્વત જીવનના શબ્દો છે.

૬૯ અને અમે માનીએ છીએ અને દઢ છીએ, કે તું તે જીવતા પરમેશ્વરનો પુત્ર ક્રાઇસ્ટ છે.

૭૦ જીસસે તેને જવાબ આપ્યો, કે મેં તમને બારને પસંદ કીધા નથી, અને તમારામાંનો એક રાક્ષસ છે ?

૭૧ તે સાઈમનના પુત્ર જૂડાસ ઈસ્કેરિયટ સંબંધી બોલ્યો: કારણકે તે બારમાંનો એક હોઇને તેને ફસાવવાનો હતો.

## અધ્યાય ૭

[ ૧ જીસસ પોતાના બંધુઓને લોભ અને પ્રાગલ્ભ્ય માટે દૂષિત ઠરાવે છે : ૧૦ ગૅલિલીમાંથી તંબૂઓના ઉત્સવમાં જાય છે: ૧૪ મન્દિરમાં શિક્ષણ આપે છે: ૪૦ લોકોમાં તેના સંબંધી ભિન્ન ભિન્ન મતો: ૪૫ ફેરિસીઓ પોતાના અધિકારીઓએ તેને પકડ્યો નહીં તે માટે ક્રુદ્ધ થાય છે, અને નિકોડેમસને તેનો પક્ષ કરવાની ખાતર ઠપકો આપે છે. ]

આ વસ્તુઓ પછી જીસસ ગૅલિલીમાં ચાલ્યોઃ કારણકે યાહૂદીઓ તેને મારવાને શોધતા હતા તેટલા માટે તેણે જ્યૂરીમાં ચાલવાની ઇચ્છા કીધી નહીં.

૨ હવે યાહૂદીઓનો તંબૂઓનો ઉત્સવ નજીક હતો.

૩ તેટલા માટે તેના બંધુઓએ તેને કહ્યું, કે અહીંથી વિદાય થા, અને જુડીઆમા જા, કે તારા શિષ્યો સુદ્ધાં તું કરે છે તે કામોને જુએ.

૪ કારણકે જે માણસ પોતે પ્રકટમા જણાવાને ઇચ્છે છે તેવો કોઇ કશી વસ્તુ ગુપ્તમાં કરતો નથી. જો તું આ વસ્તુઓ કરે છે, તો પોતાને દુનિયાને દેખાડ.

૫ કારણકે તેના બંધુઓ પણ તેનામાં માનતા ન હતા.

૬ ત્યારે જીસસે તેમને કહ્યું, કે મારો વખત હજી આવેલો નથી પણ તમારો વખત હમેશાં તૈયાર છે.

૭ દુનિયા તમને દ્વેષી શકતી નથી; પણ મને તે દ્વેષે છે, કારણકે હું તેના સંબંધી સાક્ષ્ય આપું છું, કે તેનાં કામો પાપી છે.

૮ તમે આ ઉત્સવમાં જાઓ: હું હજી આ ઉત્સવમાં જતો નથી, કારણ કે મારો વખત હજી પૂરેપૂરો આવ્યો નથી.

૯ જ્યારે તેણે તેમને આ શબ્દો કહ્યા તે પછી પણ તે ગૅલિલીમાં રહ્યો.

૧૦ ¶ પણ જ્યારે તેના બંધુઓ આવ્યા, ત્યારે તે પણ પ્રકટ રીતે નહીં પણ જાણે કે છુપે રીતે તે ઉત્સવમાં ગયો.

૧૧ ત્યારે યાહૂદીઓએ તેને જમાતમાં શોધ્યો, અને કહ્યું, કે તે ક્યાં છે?

૧૨ અને લોકોમાં તેના સંબંધી ઘણી કચકચ ચાલી: કારણકે કેટલાએકે કહ્યું, કે તે સારો માણસ છે: બીજાઓએ કહ્યું, કે નહીં, પણ એ લોકોને ઠગે છે.

૧૩ તોપણ યાહૂદીઓની બીકને લીધે કોઇ પણ માણસ તેના વિષે ખુલ્લી રીતે બોલ્યો નહીં.

૧૪ ¶ હવે ઉત્સવના સુમારે મધ્ય ભાગમાં જીસસ મંદિરમાં ગયો, અને શીખવવા લાગ્યો.

૧૫ અને યાહૂદીઓ આશ્ચર્ય પામ્યા અને બોલ્યા કે આ માણસ કદાપિ શીખેલો ન છતાં લેખો ક્યાંથી જાણે છે?

૧૬ જીસસે તેમને જવાબ આપ્યો અને કહ્યું, કે મારો સિદ્ધાન્ત મારો નથી, પણ જેણે મને મોકલ્યો તેનો છે.

૧૭ જો કોઇ માણસ તેની ઇચ્છા કરશે તો એ સિદ્ધાન્ત પરમેશ્વરનો છે, કે હું પોતાની મેળે બોલું છું તે તે જાણશે.

૧૮ જે પોતાની મેળે બોલે છે તે પોતાની દીપ્તિ શોધે છે: પણ જે પોતાને જેણે મોકલ્યો તેની દીપ્તિ શોધે છે, તે સાચો છે, અને તેનામાં કશી અનીતિ નથી.

૧૯ મોસિસે તમને કાયદો આપ્યો નથી, અને છતાં તમારામાંનો કોઈ તે કાયદો પાળતો નથી? શા માટે તમે મને મારી નાખવાને ફર્યાં કરો છો?

૨૦ લોકોએ જવાબ આપ્યો અને કહ્યું, કે તારામાં રાક્ષસ છે: કોણ તને મારી નાખવાને ફર્યાં કરે છે?

૨૧ જીસસે જવાબ આપ્યો અને તેને કહ્યું, કે મેં એક કામ કીધું છે, અને તમે બધા આશ્ચર્ય પામો છો.

૨૨ મોસિસે તેટલા માટે તમને સુન્નત આપી; (તે મોસિસની છે તેટલા માટે નહીં, પણ પિતાઓની છે તે એટલા માટે;) અને તમે વિશ્રામવારે માણસને સુન્નત આપો છો.

૨૩ જો મોસિસનો કાનૂન ન તોડાય તેટલા માટે માણસ વિશ્રામવારે સુન્નત લઇ શકે છે; તો વિશ્રામવારે મેં એક માણસને સર્વાંશે નીરોગી કીધો તે કારણથી તમે મારા પર ક્રોધ કરો છો?

૨૪ દેખાવ પ્રમાણે ઇનસાફ ન આપો, પણ નીતિ પ્રમાણે ઇનસાફ આપો.

૨૫ ત્યારે જેરૂસેલમના કેટલાએકોએ કહ્યું કે જેને તેઓ મારી નાખવાને ફરે છે તે આ નહીં?

૨૬ પણ, જુઓ, તે બેધડક બોલે છે, અને તેઓ તેને કશું કહેતા નથી. આ ક્રાઈસ્ટ જ છે એમ નિયામકો ખરેખર જાણે છે?

૨૭ તોપણ આ માણસને અમે જાણીએ છીએ કે તે ક્યાંથી છે: છતાં જ્યારે ક્રાઈસ્ટ આવે છે ત્યારે તે ક્યાંથી છે એમ કોઈ માણસ જાણતો નથી.

૨૮ ત્યારે મન્દિરમાં શીખવતાં જીસસે પુકાર કરી કહ્યું, કે તમે મને જાણો છો, અને હું ક્યાંથી છું તે પણ તમે જાણો છો: અને હું મારી મેળે આવેલો નથી, પણ જેણે મને મોકલ્યો તે સત્ય છે, કે જેને તમે જાણતા નથી.

૨૯ પણ હું તેને જાણું છું: કારણકે હું તેનામાંથી છું, અને તેણે મને મોકલ્યો છે.

૩૦ ત્યારે તેઓએ તેને પકડવાનો યત્ન કીધો: પણ કોઇ માણસે તેના પર હાથ અડકાડયો નહીં, કારણ કે તેની ઘડી હજી આવેલી ન હતી.

૩૧ અને લોકોમાંના ઘણાએ તેના પર માન્યતા કીધી, અને કહ્યું, કે જ્યારે ક્રાઇસ્ટ આવશે ત્યારે આ માણસે જે કીધા છે તે કરતાં વધારે ચમત્કારો કરશે ?

૩૨ લોકો તેના સંબંધી એવી વસ્તુઓ બડબડતા હતા એ ફેરિસીઓએ સાંભળ્યું; અને ફેરિસીઓ તથા મુખ્ય દીક્ષિતોએ તેને પકડવાને અધિકારીઓને મોકલ્યા.

૩૩ ત્યારે જીસસે તેમને કહ્યું, કે હજી થોડો વખત હું તમારી સાથે છું, અને ત્યારે જેણે મને મોકલ્યો તેના તરફ હું જઇશ.

૩૪ તમે મને શોધશો, અને મેળવી શકશો નહીં: અને જ્યાં હું છું, ત્યાં તમે આવી શકો તેમ નથી.

૩૫ ત્યારે યાહૂદીઓએ માંહોમાંહી કહ્યું, કે તે ક્યાં જશે, કે આપણે તેને મેળવી શકીશું નહીં ? શું તે વિદેશીઓમાં વિખેરાઇ ગયેલાઓની પાસે જશે, અને વિદેશીઓને શીખવશે ?

૩૬ તમે મને શોધશો, અને મેળવી શકશો નહીં: તથા જ્યાં હું છું ત્યાં તમે આવી શકો તેમ નથી, આ જે તેણે કહ્યું, તે કેવા પ્રકારનું કથન છે ?

૩૭ છેલ્લે દિવસે, ઉત્સવને તે મોટે દિવસે, જીસસે ઉભા રહી પુકાર કરીને કહ્યું, કે જો કોઇ માણસ તરસ્યો હોય, તો તે મારી પાસે આવે અને પીએ.

૩૮ જે મારા ઉપર માનશે તેના ઉદરમાંથી લેખમાં કહ્યું છે તે પ્રમાણે જીવતા પાણીની નદીઓ વહેશે.

૩૯ (પણ આ તે જીવન સંબંધી બોલેલો, કે જે તેને માનનારાઓને પ્રાપ્ત થવાનું હતું: કારણકે પવિત્ર જીવન હજી સૂધી અપાયેલું ન હતું; એ માટે, કે જીસસ હજી પ્રદીપ્ત થયેલો ન હતો.)

૪૦ ¶ તેટલા માટે ઘણા લોકોએ જ્યારે આ કથન સાંભળ્યું, ત્યારે કહ્યું, કે ખરેખર આ પેગંબર છે.

૪૧ બીજાઓએ કહ્યું કે આ ક્રાઈસ્ટ છે. પણ કેટલાએકે કહ્યું, કે શું ક્રાઇસ્ટ ગૅલિલીમાંથી આવશે ?

૪૨ શું લેખમાં કહેલું નથી, કે ક્રાઇસ્ટ ડેવિડના બીજમાંથી, અને જ્યાં ડેવિડ હતો ત્યાં બેથલેહેમના શહેરમાંથી આવે છે ?

૪૩ એ પ્રકારે તેના કારણથી લોકોમાં વિભાગ થયેલો.

૪૪ અને તેમાંના કેટલાએકને તેને પકડવાની ઇચ્છા હતી; પણ કોઇ માણસે તેને હાથ અડકાડયો નહીં.

૪૫ ¶ ત્યારે અધિકારીઓ મુખ્ય દીક્ષિતો અને ફેરિસીઓની કને આવ્યા; અને તેમણે તેઓને કહ્યું, કે તમે શા માટે તેને પકડી લાવ્યા નહીં ?

૪૬ અધિકારીઓએ જવાબ આપ્યો, કે આ માણસના જેવૂં કોઇ માણસ કદાપિ બોલ્યો નથી.

૪૭ ત્યારે ફેરિસીઓએ તેમને જવાબ આપ્યો, કે શું તમે પણ ઠગાયા છો ?

૪૮ શું નિયામકો અથવા ફેરિસીઓમાંથી કોઇએ તેના પર માન્યતા કીધી છે ?

૪૯ પણ આ લોકો જે નિયમને નથી જાણતા તે શાપિત છે.

૫૦ (જે જીસસની કને રાત્રે આવેલો, અને તેઓમાંનો એક હતો, તે) નિકોડિમસ તેમને કહે છે, કે

૫૧ શું આપણો કાયદો કોઇ પણ માણસનો તેને સાંભળ્યા પહેલાં અને તે શું કરે છે તે જાણ્યા પહેલાં ઈન્સાફ કરે છે ?

૫૨ તેમણે તેને જવાબ આપ્યો અને કહ્યું, કે શું તું પણ ગૅલિલીનો છે ? તપાસ, અને જો : કારણ કે ગૅલિલીમાંથી કોઇ પણ પેગંબર નીકળતો નથી.

૫૩ અને દરેક માણસ પોતપોતાને ઘેર ગયા.

## અધ્યાય ૮

[૧ ક્રાઈસ્ટ વ્યભિચારમાં પકડાયેલી સ્ત્રીને છોડી મૂકે છે: ૧૨ તે પોતાને જગતના પ્રકાશ તરીકે પ્રસિદ્ધ કરે છે, અને પોતાના સિદ્ધાન્તને ન્યાય્ય ઠરાવે છે : ૩૩ ઇબ્રાહમનું અભિમાન કરતા યાહુદીઓને ઉત્તર આપે છે, ૫૯ અને તેમની ક્રૂરતામાંથી પોતાને બહાર લઇ જાય છે.]

જીસસ જૈતુન પહાડમાં ગયો.

૨ અને સવારમાં વહેલો તે ફરીને મન્દિરમાં આવ્યો, અને બધા લોકો તેની પાસે આવ્યા; અને તે બેઠો, તથા તેમને શીખવવા લાગ્યો.

૩ અને લહિયાઓ તથા ફેરિસીઓ વ્યભિચારમાં પકડાયેલી એક સ્ત્રીને તેની પાસે લાવ્યા; અને જ્યારે તેમણે તેને વચ્ચે બેસાડી,

૪ ત્યારે તેઓ તેને કહે છે, કે ગુરૂ, આ સ્ત્રી વ્યભિચારના કામમાં જ પકડાયેલી છે.

૫ હવે મોસિસે નિયમમાં અમને આજ્ઞા કીધી છે, કે આવીઓને પત્થરથી મારવી : પણ તું શું કહે છે ?

૬ આ તેમણે તેને લલચાવતાં કહ્યું, કે, જેથી તેઓ તેના પર આરોપ મૂકી શકે. પણ જીસસ નીચો નમ્યો, અને તેમને જાણે ન સાંભળ્યા હોય તેમ જમીન પર આંગળીથી લખવા લાગ્યો.

૭ એટલે જ્યારે તેઓ તેને ફરી ફરીને પૂછવા લાગ્યા, ત્યારે તેણે ઉભા થઇને તેમને કહ્યું, કે

તમારામાં જે પાપથી રહિત હોય તેને પહેલવહેલો તેના તરફ પત્થર મારવા દો.

૮ અને ફરીને તે નીચે નમ્યો, તથા જમીન પર લખવા લાગ્યો.

૯ અને જેમણે તે સાંભળ્યું તેઓ તેમના પોતાના હૃદયથી અપરાધી ઠરવાને લીધે સૌથી મોટાથી માંડીને છેક છેલ્લા સુધી એક પછી એક બહાર ચાલ્યા ગયા: અને એકાન્તે જીસસ તથા વચ્ચે ઉભેલી સ્ત્રી રહ્યાં.

૧૦ જ્યારે જીસસ ઉભો થયો, અને તે સ્ત્રી વગર કોઇ માણસને દીઠું નહીં ત્યારે તેણે તેને કહ્યું, કે સ્ત્રી, તારા પર તે આરોપ મૂકનારાઓ ક્યાં છે? શું કોઇ પણ માણસે તને અપરાધી ઠરાવી નહીં?

૧૧ તેણે કહ્યું, કે સ્વામી, કોઈ પણ માણસે નહીં. અને જીસસે તેને કહ્યું, કે હું પણ તને અપરાધી ઠરાવતો નથી: જા, અને વધારે પાપ ન કરતી.

૧૨ ¶ ત્યારે જીસસ ફરીને તેમની આગળ બોલ્યો, અને કહ્યું, કે હું જગતનો પ્રકાશ છું: જે મારી પાછળ ચાલે છે તે અંધકારમાં ચાલશે નહીં, પણ તેને જીવનનો પ્રકાશ મળશે.

૧૩ તેટલા માટે ફેરિસીઓએ તેને કહ્યું, કે તું તારૂં પોતાનું સાક્ષ્ય આપે છે; તારૂં સાક્ષ્ય ખરૂં નથી.

૧૪ ઈસસે તેમનેં જવાબ આપ્યો અને કહ્યૂં, કે જોકે હું મારૂં પોતાનું સાક્ષ્ય આપૂં છૂં, તોપણ મારૂં સાક્ષ્ય ખરૂં છેઃ કારણકે હૂં જાણૂં છૂં કે હું કયાંથી આવ્યો, અને કયાં જાઉં છૂં; પણ તમે કહી શકતા નથી, કે હૂં કયાંથી આવૂં છૂં અને કયાં જાઉં છૂં.

૧૫ તમે માંસ પ્રમાણે મત બાંધો છો; હું કોઇ પણ માણસ વિષે મત બાંધતો નથી.

૧૬ અને તોપણ જો હું મત બાંધૂં છું, તો મારૂં મત ખરૂં છેઃ કારણ કે હું એકલો નથી, પણ હૂં અને જે પિતાએ મને મોકલ્યો તે.

૧૭ તમારા નિયમમાં પણ લખેલૂં છે, કે બે માણસોનૂં સાક્ષ્ય ખરૂં છે.

૧૮ મારા સંબંધી એક હું સાક્ષ્ય આપૂં છું, અને જેણે મને મોકલ્યો તે પિતા મારૂં સાક્ષ્ય આપે છે.

૧૯ ત્યારે તેઓએ તેંને કહ્યૂં, કે તારો પિતા કયાં છે? ઈસસે ઉત્તર આપ્યૂં, કે તમે જેમ મને જાણતા નથી તેમ મારા પિતાને જાણતા નથીઃ જો તમે મને જાણ્યો હોત, તો તમે મારા પિતાને પણ જાણી શકયા હોત.

૨૦ આ શબ્દો ઈસસ જ્યારે મંદિરમાં શીખવતો હતો ત્યારે કોપરથાનમાં બોલ્યોઃ અને કોઇ માણસે તેને હાથ અટકાવ્યો નહીંઃ કારણ કે તેનો કલાક હજી આવેલો ન હતો.

૨૧ ત્યારે ઈસુએ તેમને ફરીને કહ્યું, કે હું મારે માર્ગે જાઉં છું, અને તમે મને શોધશો, અને તમારાં પાપમાં મરશો: જ્યાં હું જાઉં છું ત્યાં તમે આવી શકશો નહીં.

૨૨ ત્યારે યાહુદીઓ બોલ્યા, કે શું તે આત્મઘાત કરશે ? કારણ કે તે કહે છે, કે જ્યાં હું જાઉં છું ત્યાં તમે આવી શકશો નહીં.

૨૩ અને તેણે તેમને કહ્યું, કે તમે તળેથી છો; હું ઉપરથી છું: તમે આ જગતના છો; હું આ જગતનો નથી.

૨૪ તેટલા માટે મેં તમને કહ્યું, કે તમે તમારાં પાપમાં મરશો : કારણ કે જો તમે હું તે છું એ માનતા નથી, તો તમે તમારાં પાપમાં મરશો.

૨૫ ત્યારે તેમણે તેને કહ્યું કે તું કોણ છે ? અને ઈસુએ તેમને કહ્યું, કે પ્રારંભથી મેં તમને કહ્યું છે તે જ.

૨૬ તમારે માટે મારે ઘણી વસ્તુઓ કહેવાની અને ન્યાય કરવાની છે: પણ જેણે મને મોકલ્યો તે સત્ય છે; અને મેં તેની પાસેથી જે વસ્તુઓ સાંભળી છે તે હું જગતને કહું છું.

૨૭ તે તેમની પાસે પિતા સંબંધી બોલ્યો, તે તેઓ સમજ્યા નહીં.

૨૮ ત્યારે ઈસુએ તેમને કહ્યું, કે જ્યારે તમે મનુષ્યના પુત્રને ઉત્કર્ષી લેશો, ત્યારે તમે જાણશો

કે હું તે છું અને કે હું પોતાની મેળે કશું કરતો નથી; પણ જેવી મારા પિતાએ મને શીખવી છે તેવી આ વસ્તુઓ હું બોલું છું

૨૯ અને જેણે મને મોકલ્યો તે મારી સાથે છે: પિતાએ મને એકલો મૂક્યો નથી; કારણકે હું હમેશાં તે જે વસ્તુઓને ચાહે છે તે કરૂં છું.

૩૦ જેવા તે આ શબ્દો બોલ્યો, તેવા ઘણા તેના પર માનતા થયા.

૩૧ ત્યારે જીસસે તેના પર જે માનતા થયા તે યાહૂદીઓને કહ્યું, કે જો તમે મારા શબ્દમાં ચાલશો, તો તમે ખરેખર મારા શિષ્યો છો;

૩૨ અને તમે સત્ય જાણશો, અને સત્ય તમને મુક્ત કરશે.

૩૩ ¶ તેમણે તેને ઉત્તર આપ્યું કે અમે અબ્રાહમનું બીજ છીએ, અને કદાપિ કોઇ પણ માણસના બંધનમાં ન હતા: તું એમ કેમ કહે છે, કે તમે મુક્ત કરાવાશો?

૩૪ જીસસે તેમને ઉત્તર આપ્યું, કે ખરેખર, ખરેખર હું તમને કહું છું, કે જે કોઇ પણ પાપ કરે છે તે પાપનો સેવક છે.

૩૫ અને સેવક ઘરમાં હમેશાં વસતો નથી. પણ પુત્ર હમેશાં વસે છે.

૩૬ તેટલા માટે જો પુત્ર તમને મુક્ત કરશે તો તમે ખરેખર મુક્ત થશો.

૩૭ હું જાણું છું કે તમે અબ્રાહમનું બીજ છો; પણ તમે મને મારવાને મથો છો; કારણકે મારા શબ્દને તમારામાં કશું સ્થાન નથી.

૩૮ હું જે મેં મારા પિતાની પાસે જોયું છે તે બોલું છું: અને તમે જે તમારા પિતાની સાથે જોયું છે તે કરો છો.

૩૯ તેમણે ઉત્તર આપ્યું અને તેને કહ્યું કે અબ્રાહમ અમારો નેતા છે. જીસસ તેમને કહે છે, કે જો તમે અબ્રાહમનાં બાળકો હોત, તો તમે અબ્રાહમનાં કામ કરવાને ચાહત.

૪૦ પણ હમણાં પરમેશ્વર પાસેથી જે સત્ય મેં સાંભળ્યું છે તે તમને કહ્યું, તે માટે તમે મને મારવાને મથો છો: અબ્રાહમે આ કીધેલું નહીં.

૪૧ તમે તમારા પિતાનાં કામો કરો છો. ત્યારે તેઓએ તેને કહ્યું, કે અમો વ્યભિચારના જન્મેલા નથી; અમારે એક પિતા છે, પરમેશ્વર પોતે.

૪૨ જીસસે તેમને કહ્યું, કે જો પરમેશ્વર તમારો પિતા હોત તો તમે મને ચાહત: કારણકે હું પરમેશ્વરમાંથી નીકળ્યો અને આવ્યો; તેમ હું પોતાની મેળે આવ્યો નહીં, પણ તેણે મને મોકલ્યો.

૪૩ શા માટે તમે મારી વાણી સમજતા નથી? એટલા જ માટે કે તમે મારો શબ્દ સાંભળી શકતા નથી.

૪૪ તમે તમારા પિતા રાક્ષસના છો અને તમારા પિતાની દુરિચ્છાઓ તમે કરશો. તે પ્રારંભથી

ખૂની હતો, અને સત્યમાં વસેલો નથી, કારણકે તેનામાં કશું સત્ય નથી. જ્યારે તે જૂઠું બોલે છે, ત્યારે તે પોતાનું બોલે છે: કારણકે તે જૂઠો અને જૂઠાંનો પિતા છે.

૪૫ અને હું તમને સત્ય કહું છું તેટલા માટે તમો મને માનતા નથી.

૪૬ તમારામાંનો કોણ મારા પર પાપ સિદ્ધ કરે છે ? અને જો હું સત્ય કહું છું, તો તમે મને શા માટે માનતા નથી ?

૪૭ જે પરમેશ્વરનો છે તે પરમેશ્વરના શબ્દો સાંભળે છે: તમે તેટલા માટે તેમને સાંભળતા નથી, કારણકે તમે પરમેશ્વરના નથી.

૪૮ ત્યારે યાહુદીઓએ ઉત્તર આપ્યું અને તેને કહ્યું, કે તું સેમેરિટન અને રાક્ષસથી આવિષ્ટ છે એ અમે શું ઠીક કહેતા નથી ?

૪૯ જીસસે ઉત્તર આપ્યું, કે મારી પાસે રાક્ષસ નથી; પણ હું મારા પિતાને માન આપું છું, અને તમે મને અપમાન આપો છો.

૫૦ અને હું મારી પોતાની દીપ્તિ શોધતો નથી: એક છે, કે જે શોધે છે, અને ન્યાય આપે છે.

૫૧ ખરેખર, ખરેખર હું તમને કહું છું, કે જે કોઇ મનુષ્ય મારૂં કહેલું પાળશે તે મૃત્યુને કદાપિ જોશે નહીં.

૫૨ ત્યારે યાહુદીઓએ તેને કહ્યું, કે હવે અમે જાણીએ છીએ, કે તારામાં રાક્ષસ છે. આબ્રાહમ

અને પેગંબરો મરી ગયેલા છે; અને તું કહે છે, કે જો કોઈ મનુષ્ય મારૂં કહેવું પાળશે તે મૃત્યુને ચાખશે નહીં.

૫૩ શું તું અમારા પિતા અબ્રાહમનાં કરતાં મહત્તર છે, જે મરી ગયેલો છે? અને પેંગબરો મરી ગયેલા છે. તું પોતાને શું બનાવે છે?

૫૪ જીસસે ઉત્તર આપ્યું, કે જો હું પોતાને માન આપું તો મારૂં માન કશું નથી : તે મારો પિતા છે કે જે મને માન આપે છે; જેને માટે તમે કહો છો, કે તે તમારો પરમેશ્વર છે:

૫૫ તોપણ તમે તેને જાણ્યો નથા; પણ હું તેને જાણું છું: અને જો હું કહું, કે હું તેને જાણતો નથી તો હું તમારા સરખો જૂઠો થાઉં: પણ હું તેને જાણું છું, અને તેનું વચન પાળું છું.

૫૬ તમારો પિતા અબ્રાહમ મારો દિવસ જોઇને પ્રસન્ન થયો; અને તેણે તે જોયો, અને તે રાજી થયો.

૫૭ ત્યારે યાહુદીઓએ તેને કહ્યું, કે તું હજી પચાસ વર્ષનો થયેલો નથી, અને શું તેં અબ્રાહમને જોયેલો છે?

૫૮ જીસસે તેમને કહ્યું, કે અબ્રાહમ હતો, તે પહેલાં હું છું.

૫૯ ત્યારે તેમણે તેના ઉપર નાખવાને પત્થરો ઉપાડ્યા : પણ જીસસે પોતાને છુપાવ્યો, અને તેમની વચ્ચે થઇને મંદિરમાંથી બહાર ગયો, અને એ પ્રમાણે જતો રહ્યો.

## અધ્યાય ૯

[ ૧ જે માણસ આંધળો જન્મ્યો હતો તેને દૃષ્ટિ પ્રાપ્ત થાય છે; ૮. તેને ફેરિસિઓની પાસે આણવામાં આવે છે; ૧૩. તેઓ તેથી કુપિત થાય છે, અને તેને મંડલ બહાર મૂકે છે; ૩૫ પણ જીસસ તેને સ્વીકારે છે અને તે તેને કબૂલ કરે છે; ૩૯ જેમને ક્રાઇસ્ટ પ્રકાશિત કરે છે તેઓ કોણ છે?]

અને જેવો જીસસ જતો હતો, તેવો તેણે એક માણસને જોયો, કે જે તેના જન્મથી આંધળો હતો.

૨ અને તેના શિષ્યોએ તેને પૂછ્યૂં, કે ગુરુ, કોણે પાપ કરેલું? આ માણસે કે તેનાં માતાપતાએ, કે જેથી તે આંધળો જન્મ્યો?

૩ જીસસે ઉત્તર આપ્યૂં, કે આ માણસે પાપ કીધૂં નથી, તેમ તેનાં માતાપિતાએ પણ નહીં: પણ એટલા માટે કે પરમેશ્વરનાં કામો તેની અંદર પ્રકટ કરાય.

૪ જ્યાં સુધી દિવસ છે, ત્યાં સુધી જેણે મને મોકલ્યો. તેનાં કામો મારે કરવાં જોઇએ: રાત્રિ આવે છે, કે જ્યારે કોઇ પણ મનુષ્ય કામ કરી શકશે નહીં.

૫ જ્યાં સુધી હું જગતમાં છું, ત્યાં સુધી હું દુનિયાનો પ્રકાશ છું.

૬ તેણે આમ કહ્યૂં તે પછી તેણે જમીન પર થૂંક નાખ્યૂં, અને તે થૂંકનો કાદવ કીધો, અને તે કાદવ વતી તે આંધળા માણસની આંખો આંજી.

૭ અને તેને કહ્યું, કે જા, સિલોમ (અર્થાત્ પ્રેરિત)ની તલાવડીમાં ધો. તેટલા માટે તે પોતાને માર્ગે ગયો, અને ધોઇને દેખતો આવ્યો.

૮ ¶ તેટલા માટે તેના પડોશીઓ, અને જેમણે પહેલાં જોયેલું કે તે આંધળો છે તેઓ, કહેવા લાગ્યા, કે શું આ જે બેસીને ભીખ માગતો તે નથી?

૯ કેટલાએકે કહ્યું, કે આ તે છે: બીજાઓએ કહ્યું, કે એ તેના જેવો છે: પણ તેણે કહ્યું, કે હું તે છું.

૧૦ તેટલા માટે તેઓએ તેને કહ્યું, કે શી રીતે તારી આંખો ઉઘડી?

૧૧ તેણે ઉત્તર આપ્યું અને કહ્યું, કે એક જીસસ નામના માણસે કાદવ બનાવ્યો, અને મારી આંખો આંજી, અને મને કહ્યું, કે સિલોમની તલાવડી પર જા, અને ધો: અને હું ગયો અને ધોયા પછી મને દૃષ્ટિ મળી.

૧૨ ત્યારે તેમણે તેને કહ્યું, કે તે ક્યાં છે? તેણે કહ્યું, કે હું જાણતો નથી.

૧૩ ¶ જે થોડી વાર પહેલાં આંધળો હતો તેને તેમણે ફેરિસીઓની પાસે આણ્યો.

૧૪ અને જ્યારે જીસસે કાદવ બનાવેલો, અને તેની આંખો ઉઘાડેલી, ત્યારે વિશ્રામવાર હતો.

૧૫ ત્યારે ફરીને ફેરસીઓએ પણ તેણે પોતાની દૃષ્ટિ શી રીતે પ્રાપ્ત કરી એ તેને પૂછ્યું. તેણે

તેમને કહ્યું, કે તેણે મારી આંખો પર કાદવ મૂક્યો, અને ધોયા પછી જોઉં છું.

૧૬ તેટલા માટે કેટલાએક ફેરિસીઓએ કહ્યું, કે આ માણસ પરમેશ્વરનો નથી, કારણકે તે વિરામવાર પાળતો નથી. બીજાઓએ કહ્યું, કે જે માણુસ પાપી હોય તે આવા ચમત્કારો શી રીતે કરી શકે? અને તેમનામાં વિભાગ થયો.

૧૭ તેઓ ફરીને તે આંધળાને પૂછે છે કે તેણે તારી આંખો ઉઘાડી છે, એટલે તેના માટે તું શું કહે છે? તેણે કહ્યું, કે તે એક પેગમ્બર છે.

૧૮ પણ જેણે દાષ્ટ પ્રાપ્ત કીધેલી તેનાં માતાપિતાએ યાહૂદીઓએ જ્યાં સુધી બોલાવ્યાં નહીં, ત્યાં સુધી તેમણે તેના વિષે એમ ન માન્યૂં, કે તે આંધળો હતો અને દેખતો થયો છે.

૧૯ અને તેમણે તેમને પૂછ્યું, કે જે તમે કહો છો કે આંધળો જન્મેલો તે તમારો પુત્ર આ? ત્યારે હવે તે કેમ જોઈ શકે છે?

૨૦ તેના માતાપિતાએ તેમને ઉત્તર આપ્યું અને કહ્યું, કે અમે જાણીએ છીએ કે આ અમારો પુત્ર છે, અને કે તે આંધળો જન્મ્યો હતો:

૨૧ પણ શાં કારણોથી એ હવે જોઈ શકે છે, તે અમે જાણુતા નથી; અથવા કોણે તેની આંખો ઉઘાડી છે, તે અમે જાણુતા નથી: તે પ્રૌઢ વયનો છે; તેને પૂછો: તે પોતાના તરફથી બોલશે.

૨૨ આ શબ્દો તેનાં માતાપિતા બોલ્યાં, કારણકે તેઓ યાહૂદીઓથી બીધાં: કારણકે

યાહુદીઓએ નક્કી કરી મૂક્યૂં હતું, કે જો કોઇ પણ માણસ તે ક્રાઇસ્ટ છે એમ કબૂલ કરે, તો તેને સભાની બહાર મૂકવો.

૨૩ તેટલા માટે તેના માતાપિતાએ કહ્યૂં, કે તે પ્રૌઢ વયનો છે; તેને પૂછો.

૨૪ ત્યારે ફરીને જે માણસ આંધળો હતો તેને તેમણે બોલાવ્યો, અને તેને કહ્યું કે કીર્ત્તિ પરમેશ્વરને આપ : અમે જાણીએ છીએ કે આ માણસ પાપી છે.

૨૫ તેણે ઉત્તર આપ્યૂં અને કહ્યૂં, કે તે પાપી છે કે નહીં, એ હૂં જાણતો નથી : એક વસ્તુ હૂં જાણૂં છૂં, કે પહેલાં હૂં આંધળો હતો, અને હવે હૂં દેખૂં છૂં.

૨૬ ત્યારે ફરીને તેમણે તેને કહ્યું, કે તેણે તને શું કીધૂં ? તારી આંખો તેણે શી રીતે ઉઘાડી ?

૨૭ તેણે તેમને ઉત્તર આપ્યૂં, કે મેં તમને હમણાં કહી દીધૂં અને તમે સાંભળ્યૂં નહીં : શા માટે તમે તે ફરી સાંભળવાને ઇચ્છો છો ? તમે પણ તેના શિષ્યો થવાના છો ?

૨૮ ત્યારે તેમણે તેને ગાળ આપી, અને કહ્યૂં, કે તું તેનો શિષ્ય છે; પણ અમે મોસિસના શિષ્યો છીએ.

૨૯ અમે જાણીએ છીએ કે પરમેશ્વર મોસિસની પાસે બોલેલો : પણ આ માણસને માટે તો તે ક્યાંથી છે એ અમે જાણતા નથી.

૩૦ તે માણુસે ઉત્તર આપ્યું અને તેમને કહ્યું કે
વાહ આ એક ચમત્કારિક વસ્તુ છે કે તમે તે
ક્યાંથી છે એ જાણતા નથી, અને તો પણ મારી
આંખો તેણે ઉઘાડી છે.

૩૧ હવે આપણે જાણીએ છીએ કે પરમેશ્વર
પાપીઓને સાંભળતો નથી : પણ જો કોઇ પણ
માણુસ પરમેશ્વરનો ભક્ત હોય, અને તેની ઇચ્છા
પ્રમાણે કરતો હોય, તો તેને તે સાંભળે છે.

૩૨ દુનિયા શરૂ થઇ ત્યાંથી એવું સંભળાયેલું
ન હતું, કે કોઇ પણ માણુસ જે આંધળો જન્મેલો
તેની આંખો ઉઘાડેલી.

૩૩ જો આ માણુસ પરમેશ્વરનો ન હોત,
તો તે કશું કરી શક્યો ન હોત.

૩૪ તેમણે ઉત્તર આપ્યું અને તેને કહ્યું, કે
તું કેવલ પાપોમાં જન્મેલો, અને તું અમને શીખવે
છે ? અને તેમણે તેને બહાર કાઢી મૂક્યો.

૩૫ ¶ જીસસે સાંભળ્યું, કે તેઓએ તેને બહાર
કાઢી મૂક્યો છે; અને જ્યારે તેણે તેને શોધી
કાઢ્યો ત્યારે કહ્યું, કે તું પરમેશ્વરના પુત્રને
માને છે ?

૩૬ તેણે ઉત્તર આપ્યું અને કહ્યું, કે સ્વામી,
પ્રભુ એ છે, કે તેને હું માનું ?

૩૭ અને જીસસે કહ્યું, કે તેં એને જોયો છે
અને જે તારી સાથે વાત કરે છે તે એ છે.

૩૮ અને તેણે કહ્યું, કે સ્વામી, હું માનું છું.
અને તે તેને ભજવા લાગ્યો.

૩૯ ¶ અને જીસસે કહ્યું, ન્યાયની ખાતર હું
આ દુનિયામાં આવ્યો છું. જેઓ દેખતા નથી,
તેઓ જુએ; અને કે જેઓ દેખે છે તેઓ
આંધળા કરાય.

૪૦ અને ફેરિસીઓમાંના કેટલાએક જેઓ
તેની સાથે હતા તેમણે આ શબ્દો સાંભળ્યા,
અને તેને કહ્યું, કે શું અમે પણ આંધળા છીએ?

૪૧ જીસસે તેમને કહ્યું, કે જો તમે આંધળા
હોત, તો તમને કશું પાપ ન હોત : પણ હમણાં
તમે કહો છો, કે અમે જોઇએ છીએ; તેટલા માટે
તમારૂં પાપ રહે છે.

## અધ્યાય ૧૦

[ ૧ ક્રાઇસ્ટ દ્વાર છે, અને ઘેટાંઓનો પાલક છે; ૧૯ તેના સંબંધી ભિન્નભિન્ન મતો; ૨૪ તે તેનાં કામોથી સિદ્ધ કરે છે, કે તે પરમેશ્વરનો પુત્ર ક્રાઇસ્ટ છે; ૩૯ યાહૂદીઓ પાસેથી નિકળી જાય છે, ૪૦ અને જૉર્ડનને પેલે પાર ગયો, જ્યાં ઘણાએ તેના પર માન્યતા કીધી. ]

ખરેખર, ખરેખર, હું તમને કહું છું કે, જે કોઇ
દ્વારે કરીને ઘેટાના વાડામાં પેસતો નથી, પણ કોઇ

બીજે માર્ગે ચડી જાય છે, તે જ ચોર અને લુંટારો છે.

૨ પણ જે દ્વારે કરીને પેસે છે તે ઘેટાંનો પાલક છે.

૩ તેને દરવાન ઉઘાડે છે; અને ઘેટાંઓ તેનો અવાજ સાંભળે છે, અને તે તેનાં પોતાનાં ઘેટાંને નામ દઇને બોલાવે છે, અને તેમને બહાર દોરી જાય છે.

૪ અને જ્યારે તે તેનાં પોતાનાં ઘેટાંઓને બહાર લાવે છે, અને તે તેમની આગળ ચાલે છે, અને ઘેટાંઓ તેને અનુસરે છે: કારણકે તેઓ તેનો અવાજ ઓળખે છે.

૫ અને અજાણ્યાને તેઓ અનુસરશે નહીં, પણ તેની પાસેથી ન્હાસી જશે: કારણકે તેઓ અજાણ્યાઓનો અવાજ જાણતા નથી.

૬ જીસસ તેમની પાસે આ રૂપક બોલ્યોઃ પણ તેમની પાસે તે જે વસ્તુઓ બોલ્યો તે શી છે, એ તેઓ સમજ્યા નહીં.

૭ ત્યારે જીસસે તેમને ફરીને કહ્યું, કે ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે હું ઘેટાંઓનું દ્વાર છું.

૮ મારી પહેલાં કદાપિ આવી ગયા તે બધા ચોર અને લુંટારા છે: પણ ઘેટાંઓએ તેમને સાંભળેલા નહીં.

૯ હું દ્વાર છું: જો કોઇ પણ માણસ મારા દ્વારા પેસશે, તો તે બચાવાશે, અને અંદર તથા બહાર જશે, અને ચારો પામશે.

૧૦ ચોર ફક્ત ચોરવા અને મારવા અને સંહારવા વગર આવતો નથી: હું આવ્યો છું તે એટલા માટે કે તેઓ જીવન પામે, અને કે તેઓ તે વધારે પ્રમાણમાં પામે.

૧૧ હું ઘેટાંઓનો સારો પાલક છું: ઘેટાંઓનો સારો પાલક ઘેટાંઓની ખાતર પોતાનૂં જીવન આપે છે.

૧૨ પણ જે ભાડૂતી છે, અને ઘેટાંઓનો પાલક નથી, જેનાં પોતાનાં ઘેટાંઓ નથી તે વરૂને આવતૂં જુએ છે, અને ઘેટાંઓને પડતાં મૂકે છે, અને ન્હાસી જાય છે: અને વરૂ ઘેટાંઓને પકડે છે, અને તેમને વિખેરી નાખે છે.

૧૩ ભાડૂતી ન્હાસી જાય છે, કારણકે તે ભાડૂતી છે, અને ઘેટાંઓની દરકાર રાખતો નથી.

૧૪ હું સારો પાલક છું, અને મારાં ઘેટાંઓને જાણૂં છું, અને મારાઓને જણાયેલો છું.

૧૫ જેમ પિતા મને જાણે છે, તેમ જ હું પિતાને જાણૂં છું: અને ઘેટાંઓની ખાતર હું મારૂં જીવન છોડી દઉં છું.

૧૬ અને બીજાં ઘેટાંઓ મારે છે, જે આ વાડાનાં નથી: તેમને પણ મારે આણવાં જોઇયે,

અને તેઓ મારો અવાજ સાંભળશે; અને એક વાડો
અને એક પાલક થશે.

૧૭ તેટલા માટે મારો પિતા મને ચાહે છે,
કારણકે હું મારૂં જીવન છોડી દઉં છું, એટલા
માટે કે ફરીને હું તે લઇ શકું

૧૮ કોઇ પણ માણસ તે મારી પાસેથી લેતો
નથી, પણ હું તે મારી મેળે છોડી દઉં છું. તે
છોડી દેવાની મને શકિત છે, અને તે ફરી લેવાની
મને શક્તિ છે. આ આજ્ઞા મને મારા પિતાની
પાસેથી મળી છે.

૧૯ ¶ તેટલા માટે ફરીને યાહૂદીઓમાં આ
વચનોની ખાતર વિવાદ થયો.

૨૦ અને તેમનામાંના ઘણાઓએ કહ્યું, કે
તેનામાં રાક્ષસ છે અને તે ઘેલો છે; શા માટે
તમે તેને સાંભળો છો ?

૨૧ બીજાઓએ કહ્યું, કે આ જેનામાં રાક્ષસ
હોય તેના શબ્દો નથી. શું કોઇ રાક્ષસ આંધળાની
આંખ ઉઘાડી શકે ?

૨૨ ¶ અને જેરૂસેલમમાં પ્રતિષ્ઠાનો ઉત્સવ
હતો, અને શિયાળો ચાલતો હતો.

૨૩ અને જીસસ મંદિરમાં સોલોમનનામાં
ફરતો હતો.

૨૪ ¶ ત્યારે યાહૂદીઓ તેની આસપાસ એકઠા
થયા, અને તેને કહેવા લાગ્યા કે કેટલા લાંબા
વખતથી તું અમને શંકા કરાવે છે? તું જો ક્રાઇસ્ટ
હો તો અમને સ્પષ્ટતાથી કહે.

૨૫ ઇસુએ તેમને ઉત્તર આપ્યું, અને કહ્યું, કે મેં તમને કહ્યું, અને તમે માન્યું નહીં; મારા પિતાના નામથી જે કામો હું કરૂં છું, તે મારૂં સાક્ષ્ય આપે છે.

૨૬ પણ તમે માનતા નથી, કારણકે મેં તમને કહ્યું તે પ્રમાણે તમે મારાં ઘેટાંઓમાંના નથી.

૨૭ મારાં ઘેટાંઓ મારો અવાજ સાંભળે છે, અને હું તેમને જાણું છું, અને તેઓ મને અનુસરે છે:

૨૮ અને હું તેમને શાશ્વત જીવન આપું છું; અને તેઓ કદાપિ મરશે નહીં, તેમ કોઇ પણ માણસ તેમને મારા હાથમાંથી ખૂંચવી લેશે નહીં.

૨૯ મારો પિતા, જેણે તેમને મને આપ્યાં છે, તે બધાના કરતાં મહત્તર છે; અને કોઇ પણ માણસ તેમને મારા પિતાના હાથમાંથી ખૂંચવી લેવાને શક્તિમાન નથી.

૩૦ હું અને મારો પિતા એક છીએ

૩૧ ત્યારે યાહુદીઓએ તેને મારવાને ફરીથી પત્થરો ઉપાડયા.

૩૨ ઇસુએ તેમને ઉત્તર આપ્યું, કે મારા પિતા પાસેથી ઘણાં સારાં કામો મેં તમને બતાવ્યાં છે; એમાંનાં કયાં કામોને માટે તમે મને પત્થરો મારો છો?

૩૩ યાહુદીઓએ તેને ઉત્તર આપ્યું કે કોઇ પણ સારા કામને માટે અમે તને પત્થરો મારતા નથી;

પણ પરમેશ્વરના અપમાનને માટે; અને એ કારણથી
કે તું મનુષ્ય હોઇને પોતાને પરમેશ્વર બનાવે છે.

૩૪ ઈસુએ તેમને ઉત્તર આપ્યું, કે શું તમારા
નિયમમાં એવું લખેલું નથી, કે મેં કહ્યું કે તમે
ઇશ્વર છો ?

૩૫ પરમેશ્વરનો શબ્દ જેમની પાસે આવ્યો
તેમને જો તેણે ઈશ્વરો કહ્યા, અને લેખ ભગ્ન
થઇ શકતો નથી;

૩૬ તો જેને પિતાએ પરિપૂત કીધો, અને
દુનિયામાં મોકલ્યો, તેને માટે તો એમ કહો છો,
કે તું પરમેશ્વરનું અપમાન કરે છે; કારણકે મેં
કહ્યું, કે હું પરમેશ્વરનો પુત્ર છું ?

૩૭ જો હું મારા પિતાનાં કામો ન કરતો
હોઉં, તો મને ન માનો.

૩૮ પણ જો હું કરૂં છું, તો જોકે મને તમે
નથી માનતા, તોપણ કામોને માનો : એટલા માટે
કે તમે જાણો, અને માનો, કે પિતા મારામાં છે,
અને હું તેનામાં છું.

૩૯ ¶ તેટલા માટે તેમણે તેને પકડવાને ફરીને
યત્ન કીધો : પણ તે તેમના હાથમાંથી નીકળી
ગયો,

૪૦ ¶ અને ફરીને જૉર્ડનને પેલે પાર જે જગ્યામાં
જૉન પહેલાં ન્હવરાવતો હતો ત્યાં ચાલ્યો ગયો;
અને ત્યાં તેણે નિવાસ કીધો.

૪૧ અને ઘણા તેની પાસે આવ્યા, અને બોલ્યા, કે જૉને કશો ચમત્કાર કીધેલો નહીં : પણ આ માણસ સંબંધી તેણે જે વસ્તુઓ કહેલી તે બધી ખરી છે.

૪૨ અને ત્યાં ઘણાએ તેના પર માન્યતા કીધી.

## અધ્યાય ૧૧

[૧ ક્રાઈસ્ટ ચાર દિવસથી દટાયેલા લેઝેરસને ઉભો કરે છે; ૪૫ ઘણા યાહુદીઓ માને છે; ૪૭ મુખ્ય યાજકો અને ફેરીસીઓ ક્રાઈસ્ટની સામે એક સભા એકઠી કરે છે; ૪૯ કૈઆફસ આગમ બોલે છે; ૫૪ જીસસે પોતાને છુપાવ્યો; ૫૫ પરિત્રાણ ઉપર તેઓ તેની શોધ કરે છે, અને રાહ જોતા બેસે છે.]

હવે મેરી અને તેની બહેન માર્થાના શહેર બેથેનીનો લેઝેરસ નામે અમુક માણસ બિમાર હતો.

૨ (એ તે મેરી હતી, કે જેણે સ્વામીને ગંધલેપથી મર્દિત કીધેલા, અને તેના ચરણ પોતાના વાળથી લૂછેલા, જેનો ભાઈ લેઝેરસ બિમાર હતો.)

૩ તેટલા માટે તેની બહેનોએ તેને સંદેશો મોકલ્યો, કે સ્વામી, જો, જેને તૂં ચાહે છે તે બિમાર છે.

૪ જ્યારે જીસસે એ સાંભળ્યૂં, ત્યારે તે બોલ્યો, કે આ બિમારી મૃત્યુ સુધીની નથી, પણ પરમેશ્વરની દીપ્તિને માટે છે, કે તેથી કરીને પરમેશ્વરનો પુત્ર પ્રદીપ્ત થાય.

૫ હવે જીસસ માર્થાને અને તેની બહેનને, અને લેઝરસને ચાહતો હતો.

૬ તેટલા માટે જ્યારે તેણે સાંભળ્યૂં, કે તે બિમાર હતો, ત્યારે તે જ્યાં હતો તે જ સ્થાનમાં હજી બે દિવસ રહ્યો.

૭ ત્યારે તે પછી તેણે પોતાના શિષ્યોને કહ્યું, કે ચાલો આપણે ફરીને જ્યુડીઆમાં જઇએ.

૮ તેના શિષ્યો તેને કહે છે, કે ગુરુ, હમણાં જ યાહુદીઓ તને પત્થરે મારવા ઉઠ્યા હતા; અને શું ફરીને ત્યાં તૂં જાય છે?

૯ જીસસે ઉત્તર આપ્યૂં, કે શું દિવસમાં બાર કલાક નથી? જો કોઇ પણ માણસ દિવસે ચાલે છે, તો તે ઠોકર ખાતો નથી, કારણકે તે આ દુનિયાનો પ્રકાશ જુએ છે.

૧૦ પણ જો કોઈ માણસ રાત્રિએ ચાલે છે, તો તે ઠોકર ખાય છે, કારણકે તેનામાં કશો પ્રકાશ નથી.

૧૧ આ વસ્તુઓ તે બોલ્યોઃ અને તે પછી તે તેમને કહે છે, કે આપણો મિત્ર લેઝેરસ નિદ્રા કરે છે; પણ હું તેને નિદ્રામાંથી જગાડવાને જાઉં છું.

૧૨ ત્યારે તેના શિષ્યોએ કહ્યું, કે સ્વામી, જો તે નિદ્રા કરશે, તો તેને સારૂં થશે.

૧૩ જો કે જીસસ તો તેના મૃત્યુ સંબંધી બોલેલો: પણ તેમણે ધાર્યું કે તેણે નિદ્રામાં વિશ્રામ લેવા સંબંધી કહ્યું.

૧૪ ત્યારે જીસસે તેમને સ્પષ્ટ કહ્યું કે લેઝેરસ મરી ગયેલો છે.

૧૫ અને હું ત્યાં ન હતો તે માટે હું તમારી ખાતર રાજી છું એ હેતુથી કે તમે માનો; તોપણ ચાલો આપણે તેની પાસે જઇએ.

૧૬ ત્યારે ટૉમસ જે ડિડીયસ કહેવાય છે તેણે પોતાના શિષ્યબંધુઓને કહ્યું, કે ચાલો આપણે પણ જઇએ, કે જેથી તેની સાથે મરી શકીએ.

૧૭ હવે જ્યારે જીસસ આવ્યો ત્યારે તેને માલુમ પડયું, કે તે ચાર દિવસથી કબરમાં પડયો હતો.

૧૮ અને બેથેની જેરૂસેલમની પાસે સુમારે પંદર ફરલૉંગને અંતરે હતું :

૧૯ અને યાહૂદીઓમાંના ઘણા **માર્થા** અને **મેરી**ની પાસે તેમને તેમના ભાઇ સંબંધી આશ્વાસન આપવાને આવેલા.

૨૦ ત્યારે **માર્થા**એ જેવું સાંભળ્યું કે **જીસસ** આવે છે, તેવી તે ગઇ અને તેને મળી : પણ **મેરી** ઘરમાં શાન્ત બેસી રહી.

૨૧ ત્યારે **માર્થા**એ **જીસસ**ને કહ્યું, કે સ્વામી, જો તું અહીં હોત, તો મારો ભાઇ મરી ગયો ન હોત.

૨૨ પણ હું જાણું છું કે હમણાં પણ જે કંઇ તું **પરમેશ્વર**ની પાસેથી માગશે, તે **પરમેશ્વર** તને આપશે.

૨૩ **જીસસ** તેને કહે છે, કે તારો ભાઇ ફરીને ઉઠશે.

૨૪ **માર્થા** તેને કહે છે કે હું જાણું છું, કે છેલ્લે દિવસે પુનરૂત્થાનમાં તે ફરીને ઉઠશે.

૨૫ **જીસસે** તેને કહ્યું, કે હું પુનરૂત્થાન અને જીવન છું: જે મારામાં માને છે, તે જો કે મરેલો હશે તોપણ જીવશે :

૨૬ અને જે કોઇ મારામાં જન્મે છે અને માને છે તે કદાપિ મરશે નહીં. આ તું માને છે ?

૨૭ તે તેને કહે છે, કે હા, સ્વામી: હું માનું છું કે તું દુનિયામાં જે આવવાનો હતો તે **પરમેશ્વર**નો પુત્ર **ક્રાઇસ્ટ** છે.

૨૮ અને જ્યારે તે એવું બોલી, તે પછી તે પોતાને માર્ગે ગઈ, અને પોતાની બહેન **મેરી**ને

ગુપ્ત રીતે બોલાવીને કહે છે, કે ગુરૂ આવ્યો છે, અને તને સંભારે છે.

૨૯ જેવું તેણે તે સાંભળ્યું, તેવી જ તે ઉઠી અને તેની પાસે આવી.

૩૦ હવે જીસસ હજી શહેરમાં આવેલો ન હતો, પણ જ્યાં માર્થા તેને મળી હતી તે સ્થાનમાં હતો.

૩૧ ત્યારે જે યાહૂદીઓ તેની સાથે ઘરમાં હતા, અને તેને આશ્વાસન આપતા હતા, તેમણે જ્યારે જોયું, કે મેરી ત્વરાથી ઉભી થઇને બહાર ગઈ એટલે તેની પાછળ ચાલ્યા, અને બોલ્યા, કે તે કબરમાં રડવાને જાય છે.

૩૨ પછી જ્યાં જીસસ હતા ત્યાં મેરી જ્યારે આવી, અને તેને જોયો, ત્યારે તે તેને ચરણે પડી, અને કહેવા લાગી, કે સ્વામી, જો તું અહીં હોત, તો મારો ભાઇ મરી ગયો ન હોત.

૩૩ તેટલા માટે જ્યારે જીસસે તેને રડતી જોઈ, અને તેની સાથે જેઓ આવ્યા હતા તે યાહૂદીઓને પણ રડતા દીઠા, ત્યારે તેણે જીવમાં ાય મારી, અને વ્યાકુળ થયો,

૩૪ અને બોલ્યો, કે તમે તેને ક્યાં મૂક્યો છે? તેમણે તેને કહ્યું, કે સ્વામી આવ, અને જો.

૩૫ જીસસ રડયો.

૩૬ ત્યારે પેલા યાહૂદીઓએ કહ્યું, કે જુઓ, કેવો તેને તે ચાહતો !

૩૭ અને તેમનામાંના કેટલાએક બોલ્યા કે શું આ માણસ કે જેણે આંધળાની આંખો ઉઘાડી, તે એમ નહીં કરી શક્યો હોત, કે જેથી આ માણસ પણ મરત નહીં ?

૩૮ જીસસ તેટલા માટે ફરી હૃદયમાં હાય મારીને કબરની પાસે આવે છે. તે એક ગુફા હતી, અને તેના પર એક પત્થર પડેલો હતો.

૩૯ જીસસે કહ્યું, કે તમે પત્થર ઉપાડી લો. જે મરી ગયેલો હતો તેની બહેન માર્થા તેને કહે છે, કે સ્વામી, અત્યાર સુધીમાં તો તે ગંધાતો હશે : કારણકે તે ચાર દિવસથી મરી ગયેલો છે.

૪૦ જીસસ તેને કહે છે, કે મેં તને એમ કહ્યું નહીં, કે જો તું માનશે, તો તું પરમેશ્વરની દીપ્તિ જોશે ?

૪૧ ત્યારે મરેલાને જ્યાં મૂક્યો હતો તે જગ્યા- એથી તેઓએ તેને ઉપાડી લીધો. અને જીસસે પોતાની આંખો ઊંચી કીધી, અને કહ્યું, કે પિતા, તેં મને સાંભળ્યો છે તે માટે હું તારો આભાર માનું છું.

૪૨ અને હું જાણતો હતો, કે તું મને હમેશાં સાંભળે છે : પણ જે લોકો પાસે ઉભા છે તેમની ખાતર એ મેં કહ્યું, કે તેઓ માને, કે તેં મને મોકલ્યો છે.

૪૩ અને જ્યારે તે આમ બોલી રહ્યો, ત્યારે તેણે ઉંચે અવાજે પુકાર કીધો, કે લેઝેરસ, બહાર આવ.

૪૪ અને જે મરી ગયેલો હતો તે કબરનાં કપડાંઓથી હાથે પગે બંધાયેલો બહાર આવ્યો; અને તેનું મ્હોડું એક રૂમાલથી બાંધી દીધેલું હતું જીસસે તેમને કહ્યું, કે તેના બંધ છોડી નાખો, અને તેને જવા દો.

૪૫ ¶ ત્યારે જે યાહુદીઓ મેરીની પાસે આવ્યા હતા અને જેમણે જીસસે કીધેલી વસ્તુઓ જોઇ હતી, તેમાંના ઘણાઓએ તેના પર માન્યતા કીધી.

૪૬ પણ કેટલાએક પોતાને માર્ગે ફેરીસીઓના પાસે જઇને જીસસે જે વસ્તુઓ કીધી હતી તે તેમને કહી.

૪૭ ¶ ત્યારે મુખ્ય યાજકો અને ફેરાસીઓએ એક સભા એકઠી કીધી, અને કહ્યું, કે આપણે શું કરીએ ? કારણકે આ માણસ બહુ ચમત્કાર કરે છે.

૪૮ જો આપણે તેને આમ એકલો રહેવા દઇએ તો બધા લોકો તેના ઉપર માનતા થશે : અને રોમનો આવશે, અને આપણું સ્થાન તથા દેશપણ બન્ને લઇ જશે.

૪૯ ¶ અને તેમાંનો એક કૈયાફસ કરીને હતો; તે તે વર્ષે મુખ્ય યાજક હોવાથી તેમને કહેવા લાગ્યો, કે તમે કશું જાણતા નથી.

૫૦ તમે વિચારતા નથી, કે એક માણસ લોકોની ખાતર મરે, અને આખી પ્રજા મરે નહીં, તે આપણે માટે લાભકારક છે,

૫૧ અને આ તેણે પોતાનું કહેલું નહીં, પણ તે વખતે મુખ્ય યાજક હોવાથી આગળ બોલ્યો, કે જીસસ એ પ્રજાની ખાતર મરશેઃ

૫૨ અને માત્ર એ પ્રજાની ખાતર નહીં, પણ એ માટે કે સંસાર બહાર વિખેરાઇ ગયેલાં પરમેશ્વરનાં બાળકોને તે અંકમાં એકઠાં કરે.

૫૩ ત્યારે તે દિવસથી તેઓ તેને મારી નાખવાને માટે સાથે મંત્ર કરવા લાગ્યા.

૫૪ ¶ જીસસ તેટલા માટે વધારે વાર ખુલ્લી રીતે યાહૂદીઓમાં ચાલ્યો નહીં; પણ ત્યાંથી અરણ્યની નજીકના એક દેશમાં એફ્રાઇન કરીને શહેરમાં ગયો, અને ત્યાં પોતના શિષ્યોની સાથે રહ્યો.

૫૫ ¶ અને યાહૂદીઓનો પરિત્રાણનો ઉત્સવ પાસે આવ્યોઃ અને ઘણા પોતાને શુદ્ધ કરવાને પરિત્રાણ પહેલાં દેશમાથી જેરૂસેલમમાં ગયા.

૫૬ ત્યારે તેમણે જીસસને માટે શોધ કીધી, અને મંદિરમાં ઉભાઉભા માંહોમાંહે બોલવા લાગ્યા, કે તમે શું ધારો છો, કે તે ઉત્સવમાં નહીં આવશે?

૫૭ હવે મુખ્ય યાજકો અને ફેરીસીઓ બન્નેએ હુકમ કીધો હતો, કે જે કોઇ પણ માણસ તે કયાં છે એમ જાણતો હોય, તો તેણે તે બતાવવું, કે જેથી તેને તેઓ પકડી શકે.

## અધ્યાય ૧૨

[૧ જીસસ મેરીએ તેના ચરણોને લેપ કીધેલો તેને અનુમત આપે છે. ૯ લોકો લેઝેરસને જોવાને ટોળે મળે છે. ૧૦ મુખ્ય યાજકો તેને મારવાને મસલત કરે છે. ૧૨ ક્રાઇસ્ટ જેરૂસેલમમાં સવારી કરે છે. ૨૦ ગ્રીકો જીસસને જોવાને ઇચ્છે છે. ૨૩ તે પોતાના મૃત્યૂનું આગમ કહે છે. ૩૭ યાહુદીઓ ઘણાખરા આંધળા છેઃ ૪૨ છતાં ઘણા મુખ્ય શાસકો માને છે, પણ તેને કબૂલ કરતા નથીઃ ૪૪ તેટલા માટે જીસસના આસ્થાન નિવેદનને માટે આગ્રહથી આમંત્રણ કરે છેઃ]

ત્યારે પરિત્રાણ પહેલાં છ દિવસે જીસસ જ્યાં લેઝેરસ હતો ત્યાં બેથેનીમાં આવ્યો, કે જે મરી ગયો હતો, અને જેને તેણે મરી ગયેલાંઓમાંથી ઉઠાડયો હતો.

૨ ત્યાં તેમણે તેને માટે ભોજન કીધું; અને માર્થા સેવામાં રહેલીઃ પણ લેઝેરસ જેઓ તેની સાથે ટેબલ પર બેઠેલા તેમાંનો એક હતો.

૩ ત્યારે મેરીએ ઘણો કિમ્મતી એક શેર નામાંસીનો લેપ લીધો, અને જીસસના ચરણને મર્દન કીધું, અને તે પોતાના વાળથી લૂછયાઃ અને ઘર લેપના સુગંધથી ભરાઇ ગયૂં.

૪ ત્યારે તેના શિષ્યોમાંનો એક સાઇમનનો પુત્ર, જૂડાસ ઈસ્કેરિયટ, જે તેને ફસાવવાનો હતો, તે કહે છે,

૫ કે શા માટે આ લેપ ત્રણસેં પેન્સ માટે વેચાયો નહીં, અને ગરીબોને આપવામાં આવ્યું નહિં ?

૬ તેણે આ કહ્યું, તે તે ગરીબોને માટે દરકાર કરતો હતો તેથી નહીં; પણ એટલા માટે કે તે ચોર હતો, અને કોથળી રાખતો, અને તેની અંદર મૂકાયેલું ઉપાડતો.

૭ ત્યારે જીસસે કહ્યું, કે તેને એકલી રહેવા દો: મારા દફનાવાના દિવસને માટે તેણે આ રાખેલો છે.

૮ કારણકે ગરીબો હમેશાં તમને તમારી સાથે પાસે છે; પણ હું હમેશાં તમારી પાસે નથી.

૯ તેટલા માટે યાહુદીઓના ઘણા લોકોએ જાણ્યું, કે તે ત્યાં છેઃ અને માત્ર જીસસની ખાતર નહીં, પણ જેને તેણે મરેલાંઓમાંથી ઉઠાડયો હતો તે લેઝરસને પણ તેઓ જોઇ શકે, તે માટે તેઓ આવ્યાઃ

૧૦ પણ મુખ્ય યાજકોએ મસલત કીધી, કે તેઓ લેઝરસને પણ મૃત્યુએ પહોંચાડે;

૧૧ કારણકે તેને લીધે યાહુદીઓમાંના ઘણા ચાલ્યા ગયેલા, અને જીસસ પર માનવા લાગેલા.

૧૨ ¶ બીજે દિવસે ઉત્સવમાં આવેલા ઘણા માણસો, જ્યારે તેમણે સાંભળ્યું, કે જીસસ જેરૂસેલમમાં આવે છે,

૧૩ ત્યારે ખજુરીના ઝાડની શાખાઓ લઇને તેને મળવાને ચાલ્યા, અને પુકારવા લાગ્યા, કે

હોશિઆન્નાઃ જે સ્વામીનાં નામના આવે છે તે
ઇઝરાયલનો રાજા ધન્ય છે.
૧૪ અને જીસસ, જ્યારે તેને એક જુવાન
ગધેડો મળ્યો, ત્યારે તેના પર બેઠો; કારણકે એવું
લખેલૂં છે,
૧૫ કે સાયનની પુત્રી, ડર નહીં: જો તારો
રાજા એક ગધેડાના વત્સ પર બેસીને આવે છે.
૧૬ આ વસ્તુઓ તેના શિષ્યો પહેલેથી સમજેલા
નહીં: પણ જ્યારે જીસસ પ્રદીપ્ત થયેલો, ત્યારે
તેમને સાંભરેલૂં, કે આ વસ્તુઓ તેને માટે લખાયેલી
હતી અને કે તેમણે તેને આ વસ્તુઓ કરેલી.
૧૭ તેટલા માટે જ્યારે લેઝેરસને કબરમાંથી
બહાર બોલાવ્યો, અને મરેલાંઓમાંથી ઉભો કીધો,
ત્યારે જે લોકો તેની સાથે હતા, તેમણે સાક્ષ્ય
આપ્યૂં.
૧૮ આ કારણને માટે લોકો પણ તેને મળવા
ગયેલા, કારણ તેમણે સાંભળ્યૂં હતૂં, કે તેણે આ
ચમત્કાર કીધો છે.
૧૯ તેટલા માટે ફેરિસિઓ માંહોમાંહિ કહેવા
લાગ્યા, કે તમારૂં કહ્યૂં ચાલતું નથી એ તમે સમજો
છો? જુઓ, દુનિયા તેની પાછળ ચાલવા લાગી છે.
૨૦ ¶ અને તેમનામાં કેટલાએક ગ્રીકો હતા,
જેઓ ઉત્સવમાં પૂજાને માટે આવેલાઃ
૨૧ તેઓ તેટલા માટે ગેલીલીના બેથસેડાના
ફિલિપની પાસે આવ્યા, અને તેને વિનંતી કીધી,
કે સાહેબ, અમને જીસસને જોવાની ઇચ્છા છે.

૨૨ ફિલિપ આવે છે અને એન્ડ્રૂને કહે છે: અને ફરી એન્ડ્રૂ અને ફિલિપ જીસસને કહે છે.

૨૩ અને જીસસે તેમને ઉત્તર આપ્યું, કે તે કલાક આવ્યો છે, કે જ્યારે મનુષ્યનો પુત્ર પ્રદીપ્ત થવો જોઇએ.

૨૪ ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે ઘઉંનો દાણો જમીનમાં પડે અને મરે, તે સિવાય તે એકલો રહે છે: પણ જો તે મરે, તો તે ઘણું ફળ ઉપન્ન કરે છે.

૨૫ જે પોતાના જીવનને ચાહે છે તે તે ખોશે; અને જે આ દુનિયામાં પોતાના જીવનને ધિક્કારે છે તે તેને શાશ્વત જીવનમાં પામશે.

૨૬ જો કોઈ પણ માણસને મારી સેવા કરવી હોય, તો તેણે મને અનુસરવૂં; અને જ્યાં હું છું, ત્યાં મારો સેવક પણ રહેશે: જો કોઇ પણ માણસ મારી સેવા કરશે, તો મારો પિતા તેને માન આપશે.

૨૭ હમણાં મારો આત્મા વ્યાકુલ થયેલો છે; અને હું શું કહું ? પિતા, મને આ કલાકથી બચાવઃ પણ આ કારણને માટે હું આ કલાકમાં આવ્યો છું.

૨૮ પિતા, તારા નામને પ્રદીપ્ત કર. ત્યારે ત્યાં સ્વર્ગમાંથી અવાજ આવ્યો, કે મેં તેને પ્રદીપ્ત કીધૂં છે, અને ફરી પણ પ્રદીપ્ત કરીશ.

૨૯ તેટલા માટે જે લોકો પાસે ઉભા હતા, અને જેમણે તે સાંભળ્યો, તેઓ બોલ્યા, કે ગર્જના થઈ: બીજાઓએ કહ્યું, કે એક દેવ તેની સાથે બોલ્યો.

૩૦ જીસસે ઉત્તર આપ્યું, કે આ અવાજ મારા કારણથી નહીં, પણ તમારી ખાતર આવ્યો છે.

૩૧ હમણાં આ દુનિયાનો ન્યાય થાય છે: હમણાં આ દુનિયાનો અધિકારી બહાર નખાવાનો છે.

૩૨ અને હું જો પૃથ્વીથી ઉત્કૃષ્ટ થઇશ, તો બધાને મારા તરફ આકર્ષીશ.

૩૩ આ તેણે કયા મૃત્યુથી પોતે મરવાનો છે તે સૂચવવાને કહ્યું.

૩૪ લોકોએ તેને ઉત્તર આપ્યું, કે અમે નિયમમાંથી સાંભળ્યૂં છે, કે ક્રાઇસ્ટ હમેશાંને માટે રહે છે: અને તૂં એમ કેમ કહે છે, કે મનુષ્યનો પુત્ર ઉત્કૃષ્ટ થવો જોઇએ. આ મનુષ્યનો પુત્ર કોણ છે?

૩૫ ત્યારે જીસસે તેમને કહ્યું, હજી થોડો વખત પ્રકાશ તમારી સાથે છે જ્યાં સુધીમાં તમારી પાસે પ્રકાશ છે, ત્યાં સુધીમાં ચાલો, રખે જે અંધકાર તમારા પર આવી પડે: કારણકે જે અંધકારમાં ચાલે છે તે પોતે કયાં જાય છે તે જાણતો નથી.

૩૬ જ્યાં સુધી તમારી પાસે પ્રકાશ છે, ત્યાં સુધીમાં પ્રકાશમાં માનો, કે જેથી તમે પ્રકાશનાં

બાલકો થાઓ. આ વસ્તુઓ જીસસ બોલ્યો, અને ચાલતો થયો, અને તેમની પાસેથી છુપાયો.

૩૭ ¶ પણ જો કે તેણે તેમની આગળ એટલા બધા ચમત્કારો કીધા હતા, તોપણ તેમણે તેના પર માન્યતા કીધી નહીં:

૩૮ એટલા માટે કે પેગમ્બર ઇઝાયાનું વચન પરિપૂર્ણ થાય, જે બોલેલો, કે સ્વામી, કોણે અમારી હકીકત માની છે? અને કોને સ્વામીનો બાહુ પ્રકટ કરાયેલો છે?

૩૯ તેટલા માટે તેઓ માની શકેલા નહીં, ઇઝાયાસે ફરી કહેલું,

૪૦ તેણે એ માટે તેમની આંખોને આંધળી કીધી છે, અને તેમના હ્રદયને કઠોર કીધૂં છે; કે તેઓ પોતાની આંખોથી જુએ નહીં, તેમ પોતાના હ્રદયથી સમજે નહીં, અને સંવર્તિત થાય નહીં, અને હૂં તેમને સાજા કરૂં નહીં.

૪૧ ઇઝાયાએ જ્યારે તેની દીપ્તિ જોયેલી, અને તેના સંબંધી કહેલૂં, ત્યારે તે આ વસ્તુઓ બોલેલો.

૪૨ ¶ છતાં મુખ્ય શાકેસામાં સુદ્ધાં: ઘણાએ તેના પર માન્યતા કીધેલી પણ ફરિસિઓના કારણથી તેમણે તેને કબૂલ કીધેલો નહીં, કે રખેને તેઓ સભાથી બહાર મુકાયઃ

૪૩ કારણકે તેઓ પરમેશ્વરની પ્રશંસાના કરતાં માણસોની પ્રશંસાને વધારે ચાહતા હતા.

૪૪ ¶ ઈસુએ પુકાર કીધો, અને કહ્યું, કે જે મારા પર માને છે, તે મારા પર નહીં પણ જેણે મને મોકલ્યો તેના પર માને છે.

૪૫ અને જે મને જુએ છે તે જેણે મને મોકલ્યો તેને જુએ છે.

૪૬ હું દુનિયામાં પ્રકાશ આવેલો છું, કે જે કોઈ મારા પર માને તે અંધકારમાં રહે નહીં.

૪૭ અને જો કોઇ પણ માણસ મારા શબ્દો સાંભળે અને માને નહીં, તો હું તેનો ન્યાય કરતો નથી: કારણકે હું દુનિયાનો ન્યાય કરવાને નહીં, પણ દુનિયાને બચાવવાને આવેલો છું.

૪૮ ને મારો અનાદર કરે છે, અને મારા શબ્દો સ્વીકારતો નથી, તેને એક ન્યાય કરનાર છે: જે શબ્દ હું બોલેલો છું તે જ છેલ્લે દિવસે તેને ન્યાય કરશે.

૪૯ કારણકે હું પોતાનું બોલેલો નથી; પણ જે પિતાએ મને મોકલ્યો, તેણે મને આજ્ઞા આપેલી, કે મારે શું કહેવું, અને શું બોલવું.

૫૦ અને હું જાણું છું, કે તેની આજ્ઞા શાશ્વત જીવન છે: તેટલા માટે જે કંઇ હું બોલું છું, તે જેમ પિતાએ મને કહ્યું છે, તેમજ હું બોલું છું.

## અધ્યાય ૧૩

[૧. જીસસ શિષ્યોના પગ ધુએ છેઃ તેમને નમ્રતા અને દયાનો ઉપદેશ કરે છે. ૧૮ તે આગમ કહે છે, અને જૉનને નિશાનીથી બતાવે છે, કે જુડાસ તેને ફસાવશેઃ તેમને એકબીજાને ચાહવાની આજ્ઞા આપે છે, ૩૬ અને પીટરને તેના ઇનકાર માટે આગળથી ચેતાવે છે.]

હવે પરિત્રાણના ઉત્સવ પહેલાં જ્યારે જીસસે જાણ્યું, કે આ દુનિયામાંથી પિતા પાસે જવાનો તેનો કલાક આવ્યો છે, ત્યારે આ દુનિયાનાં પોતાનાંઓ ઉપર સ્નેહ હોઇને છેવટ સુધી તેણે તેમના પર સ્નેહ કીધો.

૨ અને ભોજન પૂરૂં થતાં, શાક્ષસે હવે સિમોનના પુત્ર જૂડાસ ઇસ્કેરિયટના હૃદયમાં તેને ફસાવવાનૂં પ્રેરેલું હોવાથી;

૩ અને પિતાએ બધી વસ્તુઓ તેના હાથમાં આપેલી છે, અને તે પરમેશ્વરમાંથી આવ્યો છે, અને પરમેશ્વર પાસે જાય છે, એ જીસસ જાણતો હોવાથી;

૪ તે ભોજન પરથી ઉઠયો, અને પોતાનાં વસ્ત્રો બાજુએ મુકયાં; અને એક ટુવાલ લીધો, અને પોતાની કમ્મરે બાંધ્યો.

૫ તે પછી તેણે એક થાળમાં પાણી રેડયૂં, અને તે શિષ્યોના પગ ધોવા લાગ્યો, અને જે

ટુવાલ પોતાની કમ્મરે બાંધ્યો હતો તે વડે લૂછવા લાગ્યો.

૬ ત્યારે તે સિમોન પીટરની પાસે આવે છે: અને પીટર તેને કહે છે, કે સ્વામી, તું મારા પગ ધૂએ છે ?

૭ જીસસે તેને ઉત્તર આપ્યું અને કહ્યું, કે હું શું કરૂં છું તે હમણાં તું જાણતો નથી; પણ હવે પછી તું જાણશે.

૮ પીટર તેને કહે છે, કે તું કદાપિ મારા પગ ધોશે નહીં. જીસસે તેને ઉત્તર આપ્યું, કે જો હું તને ધોઉં નહીં તો તારે મારી સાથે કશો ભાગ નથી.

૯ સિમોન પીટર તેને કહે છે, કે સ્વામી, મારા પગ નહીં, પણ મારા હાથ અને મારૂં માથું સુદ્ધાં.

૧૦ જીસસ તેને કહે છે, કે જે અવધૂત છે તેને પોતાના પગ ધોવા સિવાય અપેક્ષા નથી પણ બધે અંશે સ્વચ્છ છે: અને તમે સ્વચ્છ છો, પણ બધા નહીં.

૧૧ કારણકે પોતાને કોણ ફસાવવાનો છે તે તે જાણતો હતો, તેટલા માટે તેણે કહ્યું, કે તમે બધા સ્વચ્છ નથી.

૧૨ તેટલા માટે જ્યારે તે તેમના પગ ધોઇ રહ્યો, અને પોતાનાં વસ્ત્રો લીધાં, અને ફરીને બેઠો તે પછી તેણે તેમને કહ્યું, કે મેં તમને શું કહ્યું છે તે તમે જાણો છો ?

૧૩ તમે મને ગુરૂ સ્વામી કહો છો : અને તમે ઠીક કહો છો; કારણકે એ પ્રમાણે હૂં છૂં.

૧૪ ત્યારે જો મેં, તમારા ગુરૂ અને સ્વામીએ, તમારા પગ ધોયા છે; તો તમારે પણ એકબીજાના પગ ધોવા જોઇએ.

૧૫ કારણકે મેં તમને એક નિદર્શન આપ્યૂં છે, કે જેવૂં મેં તમને કીધૂં છે, તેવૂં તમારે કરવૂં.

૧૬ ખરેખર, ખરેખર, હૂં તમને કહૂં છૂં, કે સેવક તેના સ્વામીથી મહત્તર નથી; તેમ જે મોકલાયેલો છે તે જેણે તેને મોકલ્યો છે તેનાથી મહત્તર નથી.

૧૭ જો આ વસ્તુઓ તમારા જાણવામાં આવે, તો જો તે કરો તો તમે સુખી છો.

૧૮ ¶ હૂં તમારા બધા વિષે બોલતો નથીઃ મેં જેને પસંદ કીધા છે તેને હૂં જાણૂં છૂંઃ પણ તે લેખ પરિપૂર્ણ થવો જોઇએ, કે જે મારી સાથે રોટલો ખાય છે તેણે પોતાની લાત મારી સાથે ઉગામી છે.

૧૯ હવે તે આવે તે પહેલાં હું તમને કહૂં છૂં, કે જ્યારે તે થઈ જાય, ત્યારે તમે માનો કે હૂં તે છૂં.

૨૦ ખરેખર, ખરેખર, હૂં તમને કહૂં છૂં, કે જે કોઇ હૂં જેને મોકલૂં તેને સ્વીકારે છે તે મને સ્વીકારે છે; અને જે મને સ્વીકારે છે તે જેણે મને મોકલ્યો તેને સ્વીકારે છે.

૨૧ જ્યારે જીસસે આમ કહ્યું, ત્યારે તે જીવમાં વ્યાકુલ થયો, અને સાક્ષી આપતો બોલ્યો કે ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે તમારામાંનો એક મને ફસાવશે.

૨૨ ત્યારે તે કોના સંબંધી બોલ્યો તેની શંકા કરતા શિષ્યોએ એકબીજા તરફ જોયું.

૨૩ હવે જીસસની છાતી ઉપર તેનો એક શિષ્ય પડેલો હતો, જેને જીસસ ચાહતો.

૨૪ તેટલા માટે સિમોન પિટરે તેને ઈશારત કીધી, કે તે કોના સંબંધી બોલ્યો તે પૂછવું.

૨૫ ત્યારે જે જીસસની છાતી ઉપર ઢળેલો હતો તેણે પૂછ્યું, કે સ્વામી, કોણ છે તે?

૨૬ જીસસે ઉત્તર આપ્યું, કે તે એ છે, કે જેને હું બોળીને કોળીયો આપીશ. અને જ્યારે તેણે કોળીયો બોળ્યો, ત્યારે તેણે તે સિમોનના પુત્ર જુડાસ ઇસ્કેરિયટને આપ્યો.

૨૭ અને કોળીયા પછી શેતાને તેનામાં પ્રવેશ કીધો ત્યારે જીસસે તેને કહ્યું, કે જે તું કરે છે તે જલદી કર.

૨૮ હવે આ તેણે તેને શા હેતુથી કહ્યું, તે ટેબલ પરના કોઇ પણ માણસે જાણ્યું નહીં.

૨૯ કારણકે તેમનામાંના કેટલાએકે ધાર્યું, કે જુડાસની પાસે કોથળી હતી, તેટલા માટે જીસસે તેને કહ્યું, કે ઉત્સવને માટે આપણને જે વસ્તુઓની જરૂર છે તે ખરીદ કર; અથવા, કે કંઇક ગરીબોને આપ.

૩૦ ત્યારે તે કોળીયો લઇને તરત બહાર ગયો: અને તે વેળા રાત્રિ હતી.

¶ ૩૧ તેટલા માટે, જ્યારે તે બહાર ગયો, ત્યારે જીસસે કહ્યું, કે હવે મનુષ્યનો પુત્ર પ્રદીપ્ત થયો છે, અને પરમેશ્વર તેનામાં પ્રદીપ્ત થયો છે

૩૨ જો પરમેશ્વર તેનામાં પ્રદીપ્ત થયો છે, તો પરમેશ્વર તેને પોતામાં પણ પ્રદીપ્ત કરશે, અને તરત પ્રદીપ્ત કરશે.

૩૩ નાનાં બાલકો હજી, થોડોક વખત હું તમારી સાથે છૂં તો મને શોધશોઃ અને જેમ મેં યાહૂદીઓને કહ્યું, કે જ્યાં હૂં જાઉં છૂં, ત્યાં તમે આવી શકો તેમ નથી; તેમ હવે તમને હૂં કહૂં છૂં.

૩૪ એક નવી આજ્ઞા હૂં તમને આપૂં છૂં, કે તમે એકબીજાને ચાહજો; જેમ તમે પણ એકબીજાને ચાહો તે માટે મેં તમને ચાહયા છે તેમ.

૩૫ જો તમે એકબીજા પર સ્નેહ કરશો, તો એ વડે બધા માણસો જાણશે, કે તમે મારા શિષ્યો છો.

૩૬ ¶ સિમોન પીટરે તેને કહ્યું, કે સ્વામી, તૂં કયાં જાય છે? જીસસે તેને ઉત્તર આપ્યું, કે જ્યાં હૂં જાઉં છૂં, ત્યાં હમણાં તૂં મને અનુસરી શકશે નહીં; પણ પાછળથી તૂં મને અનુસરશે.

૩૭ પીટરે તેને કહ્યું, કે સ્વામી, શા માટે હમણાં હૂં તને અનુસરી શકૂં નહીં? તારી ખાતર હૂં મારૂં જીવન આપીશ.

૩૮ જીસસે તેને ઉત્તર આપ્યું, કે શૂં મારી ખાતર તૂં તારૂં જીવન આપશે? ખરેખર, ખરેખર, હૂં તને કહું છૂં, કે તૂં મારો ત્રણ વાર ઇનકાર કરશે, ત્યાં લગી મુરઘો બોલશે નહીં.

# અધ્યાય ૧૪

તમારાં હૃદયને વ્યાકુલ ન થવા દો: તમે પરમેશ્વરમાં માનો છો, મારામાં પણ માનો.

૨ મારા પિતાના ઘરમાં ઘણી હવેલીઓ છે: જો એમ ન હોત, તો મેં તમને કહ્યું હોત. હું તમારે માટે જગ્યા તૈયાર કરવાને જાઉં છું.

૩ અને જો હું જાઉં છું અને તમારે માટે જગ્યા તૈયાર કરૂં છું, તો હું ફરીને આવીશ, અને તમને મારામાં લઈશ, કે જેથી જ્યાં હું છું ત્યાં તમે પણ રહો.

૪ અને જ્યાં હું જાઉં છું તે તમે જાણો છો.

૫ ટોમ્સ તેને કહે છે, કે સ્વામી, તું કયાં જાય છે તે અમે જાણતા નથી; અને માર્ગ અમે શી રીતે જાણી શકીએ?

જીસસ તેને કહે છે, કે હું માર્ગ, અને સત્ય જીવન છું: મારા દ્વારા સિવાય કોઇ પણ માણસ પિતાની પાસે આવતો નથી.

૭ જો તમે મને જાણ્યો હોત, તો મારા પિતાને પણ તમે જાણ્યો હોત: અને હવેથી તમે તેને જાણો છો, અને તેને જોયો છે.

૮ ફિલિપ તેને કહે છે, કે સ્વામી, અમને પિતા બતાવ, એટલે અમને બસ છે.

૯ જીસસ તેને કહે છે, કે ફિલિપ, શું હું આટલો લાંબો વખત તમારી સાથે રહ્યો અને હજી

તેં મને જાણ્યો નથી? જેણે મને જોયો છે, તેણે
પિતાને જોયો છે; અને ત્યારે તું કેમ કહે છે, કે
અમને પિતા બતાવ?

૧૦ શું તું માનતો નથી કે હું પિતામાં છું,
અને પિતા મારામાં છે? જે શબ્દો હું તમારી
આગળ બોલું છું તે હું મારાથી બોલતો નથી:
પણ જે પિતા મારામાં વસે છે તે એ કામો
કરે છે.

૧૧ મારું માનો કે હું પિતામાં છું, અને
પિતા મારામાં છે: નહીં તો એ કામોની ખાતર
પણ મને માનો.

૧૨ ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે
જે મારા પર માને છે, તે પણ હું જે કામો કરું
છું તે કરશે; અને આના કરતાં મહત્તર કામો તે
કરશે; કારણકે હું મારા પિતાની પાસે જાઉં છું.

૧૩ અને જે કંઇ તમે મારા નામમાં માગશો,
તે હું કરીશ કે જેથી પિતા પુત્રમાં પ્રદીપ્ત થાય.

૧૪ જો તમે કોઇ પણ વસ્તુ મારા નામમાં
માગશો, તો તે હું કરીશ.

૧૫ ¶ જો તમે મને ચાહતા હો, તો મારી
આજ્ઞાઓ પાળજો.

૧૬ અને હું પિતાની પ્રાર્થના કરીશ, અને
તે તમને બીજો આશ્વાસક આપશે, કે તે તમારી
સાથે હમેશાંને માટે વસી શકે.

૧૭ સત્યનું જીવન પોતે; જેને દુનિયા સ્વી-
કારતી નથી, કારણકે તે તેને જોતી નથી, તેમ

જાણતી નથી : પણ તમે તેને જાણો છો; કારણકે
તે તમારી સાથે વસે છે, અને તમારામાં રહેશે.
૧૮ હું તમને અનાશ્વાસિત છોડી જઇશ
નહીં : હું તમારી પાસે આવીશ.

૧૯ હજી થોડો વખત જવા દો, અને દુનિયા
વધારે વાર મને જોતી નથી; પણ તમે મને જુઓ
છો : હું જીવૂં છું, તે કારણથી તમે પણ જીવશો.
૨૦ તે દિવસે તમે જાણશો, કે હું મારા પિતામાં
છું, અને તમે મારામાં, અને હું તમારામાં.

૨૧ જે મારી આજ્ઞાઓ મેળવે છે, અને તેમને
પાળે છે, તે જ મને ચાહે છે : અને જે કોઈ મને
ચાહે છે તે મારા પિતાથી ચહાશે, અને હું તેને
ચાહીશ, અને તેની પાસે પોતાને પ્રકટ કરીશ.

૨૨ જુડાસ જે ઇસ્કેરિયટ ન હતો તેણે તેને
કહ્યું, કે સ્વામી, એમ કેમ કે તૂં અમારી પાસે
પોતાને પ્રકટ કરશે, અને દુનિયાની પાસે નહીં ?
૨૩ જીસસે ઉત્તર આપ્યૂં અને તેને કહ્યું કે,
જો કોઈ પણ માણસ મને ચાહતો હશે, તો તે
મારા શબ્દો પાળશે : અને મારો પિતા તેને
ચાહશે, અને અમે તેની પાસે આવીશૂં, અને
તેની સાથે અમારો નિવાસ કરીશૂં.

૨૪ જે મને ચાહતો નથી તે મારાં વચનો
પાળતો નથી : અને જે શબ્દ તમે સાંભળો છો
તે મારો નથી, પણ જેણે મને મોકલ્યો તે
પિતાનો છે.

૨૫ આ વસ્તુઓ તમારી સાથે હજી હાજર હોઇને મેં તમને કહેલી છે.

૨૬ પણ આશ્વાસક, કે જે પવિત્ર જીવન છે, જેને પિતા મારા નામમાં મોકલી આપશે, તે તમને બધી વસ્તુઓ શીખવશે, અને જે કંઇ મેં તમને કહેલી છે તે બધી વસ્તુઓ તમારા સ્મરણ-માં લાવશે.

૨૭ શાંતિ હું તમારી સાથે મૂકતો જાઉં છું, મારી શાંતિ હું તમને આપું છું. તમારાં હૃદયને વ્યાકુલ ન થવા દો, તેમ તેને બ્હીવા ન દો.

૨૮ મેં તમને કહ્યું કે હું જતો રહું છું, અને ફરી તમારી પાસે આવીશ, તે તમે સાંભળ્યું છે. જો તમે મને ચાહતા હશો, તો મારા એ વચનથી તમે પ્રસન્ન થશો કે હું પિતામાં જાઉં છું : કારણ-કે મારા પિતા મારા કરતાં મહત્તર છે.

૨૯ અને હવે એ બને તે પહેલાં મેં તમને એટલા માટે કહ્યું છે, કે જ્યારે તે બની જાય, ત્યારે તમે માનો.

૩૦ હવે પછી હું તમારી સાથે ઘણું બોલીશ નહીં : કારણકે આ દુનિયાનો અધિકારી આવે છે, અને મારામાં તેનું કશું નથી.

૩૧ પણ દુનિયા જાણે છે કે હું પિતાને ચાહું છું. તે માટે; અને જેમ પિતાએ મને આજ્ઞા આપી છે, તે પ્રમાણે હું કરું છું. ઉભા થાઓ, ચાલો અહીંથી આપણે જઇએ.

# અધ્યાય ૧૫

હું ખરો દ્રાક્ષનો વેલો છું, અને મારો પિતા ખેડુત છે.

૨ મારામાં જે દરેક શાખા ફળ આપતી નથી તેને તે લઇ લે છે: અને જે દરેક શાખા ફળ આપે છે, તેને તે વિશુદ્ધ કરે છે, કે તે અધિક ફળ આપી શકે.

૩ હવે જે શબ્દ હું તમારી પાસે બોલ્યો છું તે વડે તમે સ્વચ્છ છો.

૪ મારામાં વસો અને હું તમારામાં વસું. જેમ શાખા દ્રાક્ષના વેલામાં વસે, તે વગર પોતાની મેળે ફળ ધારી શકે નહીં; તેમ તમે પણ મારામાં વસો, તે વગર કશું ફળ ધારી શકો નહીં.

૫ હું દ્રાક્ષનો વેલો છું, તમે શાખાઓ છો: જે મારામાં વસે છે, અને હું જેનામાં વસું છું, તે ઘણું ફળ આપે છે: કારણકે મારા વગર તમે કશું કરી શકતા નથી.

૬ જો કોઇ પણ માણસ મારામાં વસતો નથી, તો તે શાખાની માફક બહાર નખાય છે, અને માણસો તેમને સંઘરે છે, અને અગ્નિમાં નાખે છે, અને તેઓ બળી જાય છે.

૭ જો તમે મારામાં વસો, અને મારા શબ્દો તમારામાં વસે તો તમે ઇચ્છો તે માગશો, અને તે તમને ફળશે.

૮ તમે ઘણું ફળ આપો એમાં મારો પિતા પ્રદીપ્ત થાય છે; એ પ્રમાણે તમે મારા શિષ્યો થશો.

૯ જેમ પિતાએ મને ચાહ્યો છે, તેમ મેં તમને ચાહ્યા છે : મારા સ્નેહમાં તમે નિરંતર રહો.

૧૦ જો તમે મારી આજ્ઞાઓ પાળશો, તો તમે મારા સ્નેહમાં રહેશો; જેમ મારા પિતાની આજ્ઞા પાળીને હું તેના સ્નેહમાં રહું છું તેમ.

૧૧ આ વસ્તુઓ મેં તમને એટલા માટે કહી છે, કે મારો હર્ષ તમારામાં રહે, અને કે તમારો હર્ષ પરિપૂર્ણ થાય.

૧૨ આ મારી આજ્ઞા છે, કે જેમ મેં તમને ચાહ્યા છે, તેમ તમે એક બીજાને ચાહો.

૧૩ આના કરતાં મહત્તર સ્નેહ કોઈ પણ માણસને નથી, કે માણસ પોતાના મિત્રને માટે પોતાનું જીવન આપે.

૧૪ જો તમે જે કંઈ હું આજ્ઞા આપું તે કરો, તો તમે મારા મિત્રો છો.

૧૫ હવે પછી હું તમને સેવકો કહેતો નથી; કારણકે સેવક પોતાનો સ્વામી શું કરે છે તે જાણતો નથી : પણ મેં તમને મિત્રો કહ્યા છે: કારણકે જે વસ્તુઓ મેં મારા પિતાની સાંભળી છે તે બધી મેં તમને જણાવી છે.

૧૬ તમે મને પસંદ કીધો નથી, પણ મેં તમને પસંદ કીધા છે, અને તમને નિયત કીધા છે, કે તમે જાઓ અને ફળ આપો, અને કે તમારું

ફળ નીભે :, કે જે કંઈ તમે મારા નામમાં પિતા-
ની પાસે માગશો, તે તે તમને આપે.

૧૭ આ વસ્તુઓની હું તમને આજ્ઞા આપું
છું, કે તમે એકબીજાને ચાહો.

૧૮ જો દુનિયા તમારો દ્વેષ કરે, તો તમે જાણો
છો, કે તમારો તેણે દ્વેષ કીધો, તે પહેલાં મારો
તેણે દ્વેષ કીધેલો છે.

૧૯ જો તમે દુનિયાના હોત, તો દુનિયા તેના
પોતાનાઓને ચાહતઃ પણ તમે દુનિયાના નથી,
પણ મેં તમને દુનિયામાંથી પસંદ કીધેલા છો,
તેટલા માટે દુનિયા તમારો દ્વેષ કરે છે.

૨૦ જે શબ્દ મેં તમારી પાસે કહ્યો છે તે
સંભારજો, કે સેવક તેના સ્વામીના કરતાં મહત્તર
નથી. જો તેઓ મારી પાછળ લાગ્યા છે, તો તમારી
પાછળ પણ તેઓ લાગશે; જો તેમણે મારું વચન
પાળ્યું છે, તો તમારું પણ તેઓ પાળશે.

૨૧ પણ આ બધી વસ્તુઓ મારા નામની
ખાતર તેઓ તમને કરશે, કારણકે મને જેણે
મોકલ્યો તેને તેઓ જાણતા નથી.

૨૨ જો હું આવ્યો ન હોત અને તેમની પાસે
બોલ્યો ન હોત તો તેમને પાપ લાગ્યું ન હોતઃ
પણ હવે તેમને તેમના પાપને માટે કશું આચ્છાદન
નથી.

૨૩ જે મારો દ્વેષ કરે છે તે મારા પિતાનો
પણ દ્વેષ કરે છે.

૨૪ જો મેં તેમની અંદર બીજા કોઇ પણ માણસે કરેલાં નહીં તેવાં કામ કીધાં ન હોત, તો તેમને પાપ લાગ્યું ન હોતઃ પણ હવે તેમણે મને અને મારા પિતાને જોયો છે, અને દ્વેષ કીધો છે.

૨૫ પણ આમ થાય છે, તે તેમના નિયમમાં લખ્યો છે તે શબ્દ પરિપૂર્ણ થવાને માટે કે તેમણે કશા કારણ વગર મારો દ્વેષ કીધો.

૨૬ પણ આશ્વાસક; કે જેને હું પિતાની પાસેથી તમારામાં મોકલી આપીશ, અને જે પિતામાંથી પ્રસરતું સત્યનું જીવન છે, તે જ્યારે આવશે, ત્યારે તે મારું સાક્ષ્ય આપશેઃ

૨૭ અને તમે પણ સાક્ષ્ય આપશો, કારણકે તમે પ્રારંભથી મારી સાથે રહ્યા છે.

## અધ્યાય ૧૬

આ વસ્તુઓ મેં તમારી પાસે એટલા માટે કહી છે, કે તમે પતિત ન થાઓ.

૨ તેઓ તમને સભાઓની બહાર મૂકશેઃ ખરે એ વખત આવે છે, કે જ્યારે જે કોઇ તમને મારી નાખે છે, તે વિચારશે કે હું પરમેશ્વરની સેવા કરું છું.

૩ અને આ વસ્તુઓ તેઓ તમને કરશે, કારણ ઓ પિતાને કે મને જાણતા નથી.

૪ પણ આ વસ્તુઓ મેં તમને એટલા માટે કહી છે, કે જ્યારે તે વખત આવે, ત્યારે તમે સંભારો, કે મેં તમને તેમના સંબંધી કહ્યું હતું. અને આ વસ્તુઓ મેં તમને પ્રારંભમાં કહેલી નહીં, કારણકે હું તમારી સાથે હતો.

૫. પણ હવે હું મારે માર્ગે જેણે મને મોકલ્યો તેની પાસે જાઉં છું; અને તમારામાંનો કોઇ મને પૂછતો નથી કે તું કયાં જાય છે?

૬ પણ આ વસ્તુઓ મેં તમને કહી છે તેટલા માટે તમારૂં હૃદય શોકથી ભરાઈ ગયું છે.

૭ તોપણ હું તમને ખરૂં કહું છું; હું જતો રહું તે તમારે માટે લાભકારક છે: કારણકે જો હું જતો રહું નહીં, તો આશ્વાસક તમારી પાસે આવશે નહીં; પણ જો હું જઈશ, તો તેને તમારી પાસે મોકલી આપીશ.

૮ અને જ્યારે તે આવશે, ત્યારે તે પાપની, અને નીતિની, અને ન્યાયની દુનિયાની ખાત્રી કરી આપશે:

૯ પાપની, કારણકે તેઓ મારા ઉપર માનતા નથી;

૧૦ નીતિની, કારણકે હું મારા પિતાની પાસે જાઉં છું, અને તમે મને વધારે વખત જોતા નથી;

૧૧ ન્યાયની, કારણકે આ દુનિયાના અધિકારીનો ન્યાય થાય છે.

૧૨ હજી મારે તમને ઘણી વસ્તુઓ કહેવાની છે, પણ હમણાં તમે તે સહી શકશો નહીં.

૧૩ છતાંપણ જ્યારે તે, સત્યનું જીવન, આવશે, ત્યારે તે તમને સર્વ સત્યની અંદર દોરી જશેઃ કારણકે તે પોતાનું બોલશે નહીં, પણ જે કંઇ તે સાંભળશે તે તે બોલશેઃ અને તે તમને આગામી વસ્તુઓ દેખાડશે.

૧૫ પિતાની પાસે જે છે તે બધી વસ્તુઓ મારી છેઃ તેટલા માટે મેં કહ્યું કે તે મારામાંથી લેશે, અને તે તમને બતાવશે.

૧૪ તે મને પ્રદીપ્ત કરશેઃ કારણકે તે મારાંમાંથી લેશે, અને તે તમને બતાવશે.

૧૬ થોડો વખત જશે, અને તમે મને જોશો નહીં: અને ફરી થોડો વખત જશે, અને તમે મને જોશો, કારણકે હું પિતાની પાસે જાઉં છું.

૧૭ ત્યારે તેના શિષ્યોમાંના કેટલાએક માંહોંમાંહિ કહેવા લાગ્યા, આ જે તે આપણને કહે છે તે શું છે, કે થોડો વખત જશે, અને તમે મને જોશો નહીં: અને ફરી થોડો વખત જશે, અને તમે મને જોશો: અને, કારણકે હું પિતાની પાસે જાઉં છું?

૧૮ તેટલા માટે તેઓએ કહ્યું, કે આ જે તે કહે છે તે શું છે, કે થોડો વખત જશે? તે શું કહે છે તે આપણે કહી શકતા નથી.

૧૯ હવે ઈસુએ જાણ્યું, કે તેઓ તેને પૂછવાને ઉત્સુક હતા, અને તેમને કહ્યું, કે થોડો વખત જશે, અને તમે મને જોશો નહીં: અને ફરી થોડો વખત જશે, અને તમે મને જોશો: એ જે મેં કહ્યું તે માટે તમે માંહોમાંહિ પૃચ્છા કરો છો?

૨૦ ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે તમે રડશો અને શોક કરશો, પણ દુનિયા રાજી થશે: અને તમે શોકમય થશો, પણ તમારો શોક હર્ષ બની જશે.

૨૧ સ્ત્રીને જ્યારે પ્રસવકાળમાં હોય ત્યારે શોક થાય છે, કારણકે તેનો કલાક આવેલો છે: પણ જેવૂં તેને બાલક જન્મે છે, તેવી તે દુનિયામાં એક માણસનો જન્મ થયો, તે હર્ષમાં વેદનાને ફરી સંભારતી નથી.

૨૨ અને તેટલા માટે તમને હાલ શોક છે: પણ હું તમને ફરી જોઈશ, અને તમારૂં હૃદય હર્ષ પામશે, અને તમારો હર્ષ કોઈ પણ માણસ તમારી પાસેથી લઈ જતો નથી.

૨૩ અને તે દિવસે તમે મારી પાસે કશૂં માગશો નહીં. ખરેખર, ખરેખર, હું તમને કહું છું, કે જે કંઈ તમે પિતાની પાસે મારા નામમાં માગશો, તે તે તમને આપશે.

૨૪ હજી સુધી મારા નામમાં તમે કશૂં માગ્યૂં નથી: માગો, અને તમે પામશો, કે તમારો હર્ષ પરિપૂર્ણ થાય.

૨૫ આ વસ્તુઓ મેં તમને દૃષ્ટાંતોમાં કહી છે : પણ તે વખત આવે છે, કે જ્યારે હું તમારી સાથે દૃષ્ટાંતોમાં બોલીશ નહીં, પણ સ્પષ્ટતાથી પિતા સંબંધી બતાવીશ.

૨૬ તે દિવસે તમે મારા નામમાં માગશો : અને હું તમને એમ કહેતો નથી, કે હું તમારે માટે પિતાની પ્રાર્થના કરીશ :

૨૭ કારણકે પિતા પોતે તમને ચાહે છે, કારણકે તમે મને ચાહ્યો છે; અને માન્યું છે કે હું પરમેશ્વરમાંથી બહાર આવ્યો.

૨૮ હું પિતામાંથી નીકળ્યો, અને દુનિયામાં આવ્યો છું : ફરી હું દુનિયાને છોડું છું, અને પિતાની પાસે જાઉં છું.

૨૯ તેના શિષ્યોએ તેને કહ્યું, કે જો, હવે તું સ્પષ્ટતાથી બોલે છે, અને કશું દૃષ્ટાંત બોલતો નથી.

૩૦ હવે અમને ખાત્રી થઈ છે કે તું બધી વસ્તુઓ જાણે છે, અને કોઈ તને પૂછે એવી તને અપેક્ષા નથી : આથી અમે માનીએ છીએ, કે તું પરમેશ્વરમાંથી આવ્યો.

૩૧ જીસસે તેમને ઉત્તર આપ્યું, કે હવે તમે માનો છો ?

૩૨ જુઓ, તે કલાક આવે છે, ખરે, હમણાં આવી ચુક્યો છે, કે જ્યારે તમે દરેક પોતાનાંઓની તરફ વિખેરાઈ જશો, અને મને એકલો

મૂકશો : અને તોપણ હું એકલો નથી, કારણકે, પિતા મારી સાથે છે.

૩૩ આ વસ્તુઓ મેં તમને એટલા માટે કહી છે, કે મારામાં તમને શાંતિ મળે, દુનિયામાં તમને સંકટ મળશે : પણ હિંમત રાખજો; દુનિયાને મેં હરાવી છે.

## અધ્યાય ૧૭

જીસસ આ શબ્દો બોલ્યો, અને પોતાની આંખો આકાશ તરફ ઊંચી કીધી, અને કહ્યું, 'હે પિતા, તે કલાક આવ્યો છે; તારા પુત્રને પ્રદીપ્ત કર, કે તારો પુત્ર પણ તને પ્રદીપ્ત કરે :

૨ જેમ તેં તેને બધાં માંસ ઉપર શક્તિ આપેલી છે, કે જેથી તે જેટલાં તેં તેને આપેલાં છે તેટલાંને શાશ્વત જીવન આપે.

૩ અને આ શાશ્વત જીવન છે, કે તેઓ તને એક જ ખરા પરમેશ્વર જે, અને જેને તેં મોકલ્યો છે તે જીસસ ક્રાઇસ્ટને જાણે.

૪ મેં તને પૃથ્વી પર પ્રદીપ્ત કીધો છે : જે કામ તેં મને કરવાને આપેલું તે મેં પૂરું કીધું છે.

૫ અને હવે, ઓ પિતા, દુનિયા હતી તે પહેલાં જે દીસિ મને તારી સાથે હતી, તે વડે તું મને તારા પોતાની સાથે દીસિમાન કર.

૬ દુનિયામાંથી તેં મને જે માણસો આપ્યા, તેમની પાસે તારૂં નામ મેં પ્રકટ કીધૂં છે: તારા તે હતા, અને તેં તેમને મને આપેલા; અને તેમણે તારો શબ્દ પાળ્યો છે.

૭ હવે તેમણે જાણ્યૂં છે, કે તેં મને જે કાંઇ વસ્તુઓ આપેલી છે તે બધી તારી છે.

૮ કારણકે મેં તેમને તેં મને જે શબ્દો આપેલા તે આપ્યા છે; અને તેમણે તે સ્વીકાર્યાં છે, અને ખાત્રીથી જાણ્યું છે કે હૂં તારામાંથી બાહાર આવેલો છૂં અને તેમણે માન્યૂં છે કે તેં મને મોકલ્યો છે.

૯ હૂં તેમને માટે પ્રાર્થના કરૂં છૂં: હૂં દુનિયાને માટે નહીં પણ જેમને તેં મને આપેલા છે તેમને માટે પ્રાર્થના કરૂં છૂં; કારણકે તેઓ તારા છે.

૧૦ અને બધાં મારાં તારાં છે, અને તારાં મારાં છે; અને હૂં તેમનામાં દીસિમાન થયેલો છૂં.

૧૧ અને હવે હૂં વધારે વાર દુનિયામાં નથી, પણ આ લોકો દુનિયામાં છે, અને હું તારી પાસે આવૂં છૂં. પવિત્ર પિતા, તારા પોતાના નામ દ્વારા જેમને તેં મને આપ્યા છે તેમનું રક્ષણ કરજે, કે જેથી જેમ આપણે એક છીએ તેમ તેઓ એક થાય.

૧૨ દુનિયામાં હું હતો, ત્યાં સુધી તારા નામમાં મેં તેમનું રક્ષણ કીધું છે: જેમને તેં મો આપેલા તેમનું મેં રક્ષણ કીધું છે, અને ન કના પુત્ર વગર તેમ નો કોઇ પણ ખોવાયેલો નથી: એટલા માટે કે લેખ પરિપૂર્ણ થાય.

૧૩ અને હવે હું તારી પાસે આવું છું; અને આ વસ્તુઓ હું દુનિયામાં બોલું છું, કે જેથી તેમને તેમના પોતાનામાં મારો હર્ષ પરિપૂર્ણ થાય.

૧૪ મેં તેમને તારો શબ્દ આપેલો છે: અને દુનિયાએ તેમનો દ્વેષ કીધો છે, કારણકે તેઓ દુનિયાના નથી. જેમ હું દુનિયાનો નથી તેમજ.

૧૫ હું એમ પ્રાર્થતો નથી, કે તારે તેમને દુનિયાથી બાહાર લઇ લેવા, પણ એમ કે તારે તેમનું પાપાથી રક્ષણ કરવું.

૧૬ તેઓ દુનિયાના નથી, જેમ હું દુનિયાનો નથી તે પ્રમાણે

૧૭ તારા સત્ય દ્વારા તેમને વિશુદ્ધ કર: તારો શબ્દ સત્ય છે.

૧૮ જેમ તેં મને દુનિયામાં મોકલ્યો છે, તે પ્રમાણે મેં પણ તેમને દુનિયામાં મોકલ્યા છે.

૧૯ અને તેમની ખાતર હું પોતાને નિર્મલ કરૂં છું, કે જેથી તેઓ પણ સત્ય દ્વારા નિર્મલ થાય.

૨૦ તેમ હું આમને માટે જ પ્રાથતો નથી, પણ તેઓને માટે પણ, કે જેઓ તેમના શબ્દ દ્વારા મારા ઉપર માનશે.

૨૧ કે જેથી તેઓ સુદ્ધાં એક થાય; જેમ તું પિતા, હુંમાં છે, અને હું તુંમાં, કે જેથી તેઓ પણ આપણામાં એ જ થાય : કે જેથી દુનિયા માને કે તેં મને મોકલ્યો છે.

૨૨ અને જે દીપ્તિ તેં મને આપેલી તે મેં તેમને આપેલી છે; કે જેથી તેઓ જે પ્રમાણે આપણે એક છીએ તે પ્રમાણે એક થાય :

૨૩ હું તેઓમાં, અને તું હુંમાં, કે જેથી તેઓ એકમાં પરિપૂર્ણ થાય; અને કે જેથી દુનિયા જાણે તેં મને મોકલ્યો છે, અને જેમ મને ચાહ્યો છે તે પ્રમાણે તેમને ચાહ્યા છે.

૨૪ પિતા, હું ઇચ્છું છું, કે જેમને તેં મને આપ્યા છે તેઓ પણ જ્યાં હું છું ત્યાં મારી સાથે રહે; કે જેથી તેઓ જે તેં મને આપી છે ને મારી દીપ્તિને જુએ : કારણ દુનિયાના પ્રારંભ પહેલાં તું મને ચાહતો હતો.

૨૫ ઓ નીતિમાન પિતા, દુનિયાએ તને જાણ્યો નથી : પણ મેં તને જાણ્યો છે; અને આપણે જાણ્યું છે, કે તેં મને મોકલ્યો છે.

૨૬ અને મેં તારું નામ તેમની પાસે પ્રકટ કીધું છે, અને પ્રકટ કરીશ : કે જેથી જે સ્નેહથી તેં મને ચાહ્યો છે તે તેઓમાં રહે, અને હું તેઓમાં.

# અધ્યાય ૧૮

જ્યારે જીસસ આ શબ્દો બોલ્યો, તે
પછી તે પોતાના શિષ્યોની સાથે કેડરોનનાં ઝરણને
પેલે પાર ગયો, જ્યાં એક વાડી હતી, જેમાં તેણે
અને તેના શિષ્યોએ પ્રવેશ કીધો.

૨ અને જેણે તેને ફસાવ્યો તે જૂડાસ પણ
એ જગ્યા જાણતો હતો: કારણકે જીસસ ઘણી
વાર પોતાના શિષ્યોની સાથે ત્યાં જતો.

૩ ત્યારે જૂડાસ મુખ્ય યાજકો અને ફેરીસીઓ
પાસેથી માણસો અને અધિકારીઓને લઇને ફાનસો
અને મશાલો અને હથિયારો સાથે ત્યાં આવે છે.

૪ તેટલા માટે પોતાની ઉપર આવનારી
બધી વસ્તુઓ જાણતો હોઇને જીસસ બહાર આવ્યો,
અને તેમને કહેવા લાગ્યો, કે તમે કોને શોધો છો ?

૫ તેમણે તેને ઉત્તર આપ્યું, નેઝેરથના જીસસને.
જીસસ તેમને કહે છે, કે હું તે છું અને જે
જૂડાસે તેને ફસાવ્યો તે પણ તેમની સાથે
ઉભો હતો.

૬ એટલે જેવો તે બોલ્યો કે હું તે છું, તેવા
તેઓ પાછા હઠયા, અને ભૂમિ પર પડી ગયા.

૭ ત્યારે તેણે તેમને ફરીને પૂછયું, કે તમે
કોને શોધો છો ? અને તેમણે કહ્યું, કે નેઝેરથના
જીસસને.

૮ જીસસે ઉત્તર આપ્યું, કે મેં તમને કહ્યું, કે હું તે છું: એટલા માટે જો તમે મને શોધો છો, તો આમને પોતાને માર્ગે જવા દો :

૯ કે જેથી તે બોલેલો એ વચન પરિપૂર્ણ થાય કે જેમને તેં મને આપ્યા છે, તેમાંથી મેં કોઇને ખોયો નથી.

૧૦ ત્યારે સિમોન પીટરે પાસે એક તરવાર હોવાથી ખેંચી, અને મુખ્ય યાજકના સેવકને મારી અને તેનો જમણો કાન કાપી નાખ્યો. તે સેવકનું નામ માલ્ખસ હતું.

૧૧ ત્યારે જીસસે પીટરને કહ્યું, કે તારી તરવારને મિયાનમાં મૂકી દે: શું મારા પિતાએ જે પ્યાલો મને આપેલો છે તે હું પીશ નહીં?

૧૨ ત્યારે યાહુદીઓના સિપાઇઓએ અને જમાદારે અને અધિકારીઓએ જીસસને પકડ્યો, અને તને બાંધ્યો.

૧૩ અને પ્રથમ તેઓ તેને એન્નસ પાસે લઈ ગયા: કારણકે તે કેયાફ઼ાસનો સસરો થતો હતા, જે તે વર્ષ મુખ્ય યાજક હતો.

૧૪ એ કેયાફ઼ાસ તે હતો, કે જેણે યાહુદીઓને એ સલાહ આપેલી, કે એક માણસ લોકોને ખાતર મરે એ લાભકારક છે.

૧૫ ¶ અને સિમોન પીટર જીસસની પાછળ ચાલ્યો, અને એક બીજો શિષ્ય પણ પાછળ

ચાલ્યો: એ શિષ્ય મુખ્ય યાજકનો ઓળખીતો હતો, અને તે ઈસુની સાથે મુખ્ય યાજકના મહેલમાં ગયો.

૧૬ પણ પીટર બહાર બારણે ઉભો રહ્યો. ત્યારે તે બીજો શિષ્ય, જે મુખ્ય યાજકનો ઓળખીતો હતો, તે બહાર ગયો, અને જે દ્વારનું રક્ષણ કરતી હતી તે સ્ત્રીને કહીને અંદર લાવ્યો.

૧૭ ત્યારે જે દ્વારનું રક્ષણ કરતી હતી તે સ્ત્રી પીટરને કહે છે, કે શું તું પણ આ માણસના શિષ્યોમાંનો એક નથી? તે કહે છે, કે હું નથી.

૧૮ અને સેવકો તથા અધિકારીઓ કોયલાનો તાપ કરીને ત્યાં ઉભા હતા; કારણકે ત્યારે ટાઢ હતી: અને તેઓ તાપતા હતા: અને પીટર તેમની સાથે ઉભો હતો અને તાપતો હતો.

૧૯ ¶ ત્યારે મુખ્ય યાજકે ઈસુને તેના શિષ્યો અને સિદ્ધાંત સંબંધી પૂછ્યું.

૨૦ ઈસુએ તેને ઉત્તર આપ્યું, કે દુનિયાની આગળ હું ખુલ્લું બોલ્યો છું; હમેશાં મેં સભામંડપમાં અને મંદિરમાં જ્યાં યાહુદીઓ દરરોજ એકઠા થાય છે ત્યાં શિક્ષણ આપ્યું છે; અને ગુપ્તમાં મેં કશું કહ્યું નથી.

૨૧ શા માટે તું મને પૂછે છે? જેમણે મને સાંભળ્યો છે તેમને પૂછ, કે મેં તેમને શું કહ્યું છે તેઓ જાણે છે.

૨૨ અને જ્યારે તે આમ બોલ્યો, ત્યારે એક અધિકારી કે જે પાસે ઉભો હતો તેણે પોતાના હાથની હથેલીથી જીસસને માર્યું, અને કહ્યું, કે શું મુખ્ય યાજકને એ રીતે ઉત્તર આપે છે?

૨૩ જીસસે તેને ઉત્તર આપ્યું, કે જો હું નઠારૂં બોલેલો હોઉં, તો નઠારાંની સાક્ષ્ય આપ: પણ જો હું સારૂં બોલ્યો છું, તો તું શા માટે મને મારે છે?

૨૪ હવે મુખ્ય યાજક કૈયાફાસની પાસે આન્નાસે તેને બાંધીને મોકલ્યો હતો.

૨૫ અને સિમોન પીટર ઉભો રહીને તાપતો હતો. તેટલા માટે તેઓએ તેને કહ્યું, શું તું પણ તેના શિષ્યોમાંનો એક નથી? તેણે ના પાડી, અને કહ્યું, કે હું નથી.

૨૬ મુખ્ય યાજકના સેવકોમાંનો એક જેનો પીટરે કાન કાપી નાખ્યો હતો તેનો બંધુ હોવાથી કહે છે, કે શું મેં તને તેની સાથે વાડીમાં જોયેલો નહીં?

૨૭ ત્યારે પીટરે ફરીને ના પાડી: અને તુરત મુરઘો બોલ્યો.

૨૮ ¶ ત્યારે તેઓ જીસસને કૈયાફાસની પાસેથી ન્યાયમંદિરમાં ગયા: અને ત્યારે વ્હાણું હતું; અને તેઓ રખેને ચભડાય તેટલા

માટે ન્યાયમંદિરમાં ગયા નહીં; કે જેથી તેઓ પરિત્રાણને જમી શકે.

૨૯ ત્યારે પિલેટ તેમની પાસે બહાર ગયો, અને બોલ્યો, કે આ માણસની સામે તમે શો આરોપ લાવો છો ?

૩૦ તેમણે ઉત્તર આપ્યું અને તેને કહ્યું, કે જો એ ભૂંડું કરનાર ન હોત, તો અમે તેને તારી પાસે સોંપ્યો ન હોત.

૩૧ ત્યારે પિલેટ તેમને કહ્યું, કે તમે તેને લઇ જાઓ, અને તમારા નિયમ પ્રમાણે તેનો ન્યાય કરો. તેટલા માટે યાહૂદીઓએ તેને કહ્યું, કોઇ પણ માણસને મૃત્યુએ પહોંચાડવાનું અમારે માટે ન્યાયપુરસ્સર નથી :

૩૨ કે જેથી પોતે કયે મૃત્યુએ મરવાનો છે તેની સૂચનાનું જીસસ જે વચન બોલેલો તે પરિપૂર્ણ થાય.

૩૩ ત્યારે પિલેટ ફરી ન્યાયમંદિરમાં પ્રવેશ કીધો, અને જીસસને બોલાવ્યો, અને તેને કહ્યું, કે શું તું યાહૂદીઓનો રાજા છે ?

૩૪ જીસસે તેને ઉત્તર આપ્યું, કે શું આ વસ્તુ તું તારી મેળે કહે છે, કે બીજાઓએ મારે માટે એ તને કહેલી ?

૩૫ પિલેટે ઉત્તર આપ્યું, શું હું યાહૂદી છું ? તારી પોતાની પ્રજાએ અને મુખ્ય યાજકોએ તને મારી પાસે સુપ્રત કીધો છે : તેં શું કીધું છે ?

૩૬ જીસસે ઉત્તર આપ્યું, કે મારૂં રાજ્ય આ દુનિયામાં નથી: જો મારૂં રાજ્ય આ દુનિયાનું હોત, તો હું યાહુદીઓને સુપ્રત કરાઉં નહીં તે માટે મારા સેવકો લડત: પણ હવે મારૂં રાજ્ય અહીં નથી.

૩૭ પિલેટે તેટલા માટે તેને કહ્યું, કે શું ત્યારે તું રાજા છે? જીસસે ઉત્તર આપ્યું, કે તું કહે છે કે હું રાજા છું. આ હેતુને માટે હું જન્મ્યો છું, અને આ કારણોને માટે દુનિયામાં આવેલો છું, કે જેથી હું સત્યનું સાક્ષ્ય અર્પું. જે સત્યનો છે તે દરેક મારો અવાજ સાંભળે છે.

૩૮ પિલેટ તેને કહે છે કે સત્ય શું છે? અને ત્યારે તેણે આમ કહ્યું, તે પછી કહીને યાહુદીઓની પાસે ગયો, અને તેમને કહે છે, કે એનામાં મને કશો દોષ લાગતો નથી.

૩૯ પણ તમારો એક રિવાજ છે, કે પરિત્રાણમાં એકને મારે છોડી મુકવો: તેટલા માટે તમારી એવી ઇચ્છા છે કે હું યાહુદીઓના રાજાને છોડી મૂકું?

૪૦ ત્યારે ફરી તે બધાઓએ પુકાર કીધો, અને કહ્યું, કે આ માણસને નહીં, પણ બારાબ્બાસને. હવે બારાબ્બાસ એક લુટારો હતો.

# અધ્યાય ૧૯

ત્યારે તેટલા માટ જીસસને પકડયો, અને તેને કોરડા માર્યા.

૨ અને સિપાઈઓએ એક કાંટાનો મુકુટ ગૂંથ્યો, અને તે તેના માથા ઉપર મૂક્યો, અને તેમણે તેના ઉપર એક જાંબૂઆ રંગનો જભ્ભો મુક્યો.

૩ અને બોલ્યા, કે સલામ, યહુદીઓના રાજા! અને તેઓ તેનના હાથથી તેને મારવા લાગ્યા.

૪ પિલેટ તેટલા માટે ફરીથી બહાર ગયો, અને તેમને કહે છે, કે જૂઓ, હું તેને તમારી પાસે બહાર લાવૂં છું, કે જેથી તમે જાણો, કે મને તેનામાં કશો દોષ લાગતો નથી.

૫ ત્યારે જીસસ કાંટાનો મુકુટ અને જાંબૂઆ રંગનો ઝભ્ભો પહેરીને બહાર આવ્યો. અને પિલેટ તેમને કહે છે, કે જૂઓ એ માણસ!

૬ તેટલા માટે ત્યારે મુખ્ય યાજકોએ અને અધિકારીઓએ તેને જોયો, ત્યારે તેમણે પુકાર કીધો અને કહ્યું. તેને વધસ્તંભે જડી મારી નાંખો, વધસ્તંભે જડી મારી નાંખો: પિલેટે તેમને કહ્યું, કે તમે તેને લો અને વધસ્તંભે જડી મારી નાંખો: કારણકે મને તેનામાં કશો દોષ લાગતો નથી.

૭ યાહુદીઓએ તેને ઉત્તર આપ્યું, કે અમારે નિયમ છે, અને અમારા નિયમ પ્રમાણે તેણે

મરવૂં જોઇએ, કારણકે તેણે પોતાને પરમેશ્વરનો પુત્ર કીધો છે.

૮ ¶ તેટલા માટે જ્યારે પિલેટે એ વચન સાંભળ્યૂં, ત્યારે તેને વધારે બીક લાગી;

૯ અને તે ફરીને ન્યાયમંદિરમાં ગયો, અને જીસસને કહે છે, કે તૂં કયાંથી આવ્યો છે? પણ જીસસે તેને ઉત્તર આપ્યૂં નહીં.

૧૦ ત્યારે પિલેટે તેને કહ્યૂં, કે તૂં મારી પાસે બોલતો નથી? શું તૂં જાણતો નથી કે મારી પાસે તને વધસ્તંભે જડી મારી નાખવાની અને છોડી મુકવાની શક્તિ છે?

૧૧ જીસસે ઉત્તર આપ્યૂં, કે ઉપરથી તને આપવામાં આવે, તે સિવાય મારી સામે તને કશી શક્તિ હોઈ શકે નહીં: તેટલા માટે જેણે મને તને સુપ્રત કીધો તેને મહત્તર પાપ છે.

૧૨ અને ત્યારથી પિલેટ તેને છોડી મૂકવાને યત્ન કરવા લાગ્યો: પણ યાહુદીઓએ પુકાર કીધો, અને કહ્યૂં, કે જો તૂં આ માણસને જવા દેશે, તો તૂં સીઝરનો મિત્ર નથી: જે કોઈ પોતાને રાજા બનાવે છે તે સીઝરની સામે બોલે છે.

૧૩ ¶ તેટલા માટે પિલેટે જ્યારે એ વચન સાંભળ્યૂં, ત્યારે તે જીસસને બહાર લાવ્યો, અને એક ફરસબંધી નામે જગ્યા જે હીબ્રૂ ભાષામાં ગાબ્બાથા કહેવાતી હતી તેમાં ન્યાયના આસન ઉપર બેઠો.

૧૪ અને ત્યારે પરિત્રાણની તૈયારી ચાલતી હતી, અને સુમારે છઠ્ઠો કલાક હતો: અને તે યાહુદીઓને કહે છે, કે જુઓ તમારો રાજા!

૧૫ પણ તેઓ પુકારી ઉઠયા, તેને દૂર લઈ જાઓ, તેને દૂર લઇ જાઓ, તેને વધસ્તંભે જડીને મારી નાખો. પિલેટ તેમને કહે છે, કે શું હું તમારા રાજાને વધસ્તભે જડીને મારી નાખું? મુખ્ય યાજકોએ ઉત્તર આપ્યું, કે અમારે સીઝર સિવાય કોઇ રાજા નથી.

૧૬ ત્યારે તેણે તેટલા માટે તેને વધસ્તંભે જડીને મારી નાખવાને તેમને સુપ્રત કીધો. અને તેઓ જીસસને પકડીને લઇ ગયા.

૧૭ અને તે પોતાનો વધસ્તંભ ઉપાડતો એક જગ્યા જે ખોપરીની જગ્યા અથવા હીબ્રૂ ભાષામાં ગોલ્ગોથા કહેવાતી હતી ત્યાં ગયો:

૧૮ જ્યાં તેમણે તેને અને તેની સાથે બીજા બેને વધસ્તંભે જડીને મારી નાખ્યા, દરેક બાજુએ એકને, અને વચ્ચે જીસસને.

૧૯ ¶ અને પિલેટ નામ લખ્યું, અને તે વધસ્તંભ ઉપર લગાડયૂં, અને લખેલું એ હતું કે નાઝારેથનો જીસસ અને યાહુદીઓનો રાજા.

૨૦ ત્યારે યાહુદીઓમાંના ઘણાએ આ નામ વાંચ્યૂં: કારણકે જે જગ્યાએ જીસસને વધસ્તભે જડીને મારી નાખ્યો તે શહેરની નજીક હતી: અને

તે હીબ્રૂમાં, અને ગ્રીકમાં, અને લેટિનમાં લખેલું હતું.

૨૧ ત્યારે યાહૂદીઓના મુખ્ય યાજકોએ પિલેટને કહ્યું, કે યાહૂદીઓનો રાજા, એમ ન લખ; પણ એમ કે તેણે કહેલું, કે હું યાહૂદીઓનો રાજા છું.

૨૨ પિલેટે ઉતર આપ્યું, કે મેં જે લખ્યું છે તે લખ્યું છે.

૨૩ ત્યારે જે વારે સિપાઇઓએ જીસસને વધસ્તંભે જડીને મારી નાખ્યો, તે પછી તેમણે તેનાં વસ્ત્રો લીધાં, અને દરેકને માટે એક એમ ચાર ભાગ કીધા; અને તેનો કોટ પણ લીધો: કોટ શીવણ વગરનો ઉપરથી નીચે સુધી વણેલો હતો.

૨૪ તેટલા માટે તેમણે માંહેમાંહિ કહ્યું, કે આપણે તે ફાડીએ નહીં, પણ તે કોનો થાય તેટલા માટે ચિઠ્ઠીઓ નાખીએ: કે જેથી તે લેખ પરિપૂર્ણ થાય, કે તેમણે મારા વસ્ત્રો પોતામાં વહેંચી લીધાં, અને મારા આચ્છાદનને માટે તેમણે ચિઠ્ઠિઓ નાખી. તેટલા માટે સિપાઇઓએ આ વસ્તુઓ કીધી.

૨૫ ¶ હવે જીસસના વધસ્તંભની પાસે તેની માતા, અને તેની માતાની બહેન કલીઓફાસની પત્ની મેરી, અને મેરી મેગ્ડેલીન ઉભી હતી.

૨૬ તેટલા માટે જ્યારે જીસસે પોતાની માતાને જોઇ, અને જેને તે ચાહતો હતો તે

શિષ્યને પાસે ઉભેલો જોયો, ત્યારે તે તેની માતાને કહે છે, કે બાઇ, જો તારો પુત્ર !

૨૭ પછી તે તે શિષ્યને કહે છે, કે જો તારી માતા ! અને તે કલાકથી તે શિષ્યે તેને પોતાના ઘરમાં લીધી.

૨૮ ¶ આ પછી હવે બધી વસ્તુઓ બની ગઈ એવું જાણીને જીસસ લેખ પરિપૂર્ણ થવાને કહે છે, કે હું તરસ્યું છું.

૨૯ હવે ત્યાં સિરકાથી ભરેલું એક વાસણ મૂકેલું હતું: અને તેમણે સિરકાથી એક વાદળી ભરી અને તે ઉપર મૂકી અને તેના મ્હોં પાસે ધરી.

૩૦ તેટલા માટે જ્યારે જીસસે તે સિરકો લીધો, ત્યારે તે બોલ્યો, કે પૂરૂં થયું: અને તેણે પોતાનું માથું નમાવ્યું, અને જીવન આપી દીધું.

૩૧ પછી પરિત્રાણની તૈયારી હતી, અને વિરામવારે શરીરો વધસ્તંભ ઉપર નહીં રહેવાં જોઇએ. (કારણકે તે વિરામવાર એક ઉચ્ચ દિવસ હતો,) તેટલા માટે યાહૂદીઓએ પિલેટને વિનતિ કીધી, કે તેમના પગ ભાંગીને તેમને ઉપાડી જવાં જોઇએ.

૩૨ ત્યારે સિપાઇઓ આવ્યા, અને તેની સાથે જેમને વધસ્તંભે જડીને મારી નાખ્યા હતા તે પહેલા અને બીજાના પગ ભાંગી નાખ્યા.

૩૩ પણ જ્યારે તેઓ જીસસ પાસે આવ્યા, અને જોયૂં કે તે મરી ગયેલો છે, ત્યારે તેમણે તેના પગ ભાંગ્યા નહીં :

૩૪ પણ સિપાઇઓમાંના એકે તેના ભાલાથી તેનું પડખૂં વીંધ્યૂં, અને તરત લોહી અને પાણી બહાર આવ્યૂં.

૩૫ અને જેણે તે જોયૂં તેણે સાક્ષ્ય આપ્યૂં, અને તેનૂં સાક્ષ્ય ખરૂં છે : અને તે જાણે છે કે તે ખરૂં બોલે છે, કે જેથી તમે માનો.

૩૬ કારણકે આ વસ્તુઓ એટલા માટે બની, કે જેથી તે લેખમાં પરિપૂર્ણ થાય, કે તેનૂં એક પણ હાડકૂં ભંગાશે નહીં.

૩૭ અને વળી બીજો એક લેખ કહે છે, કે જેને તેમણે વીંધ્યો તેના ઉપર તેઓ જોશે.

૩૮ ¶ અને આ પછી એરીમેથીઆના જોસફે જીસસનો શિષ્ય હોવાથી પણ યાહૂદીઓની ધાસ્તીને લીધે ગુપ્તમાં પિલેટને વિનંતિ કીધી, કે હૂં જીસસના શરીરને લઈ જાઉં : અને પિલેટે તેને રજા આપી. તેટલા માટે તે આવ્યો, અને જીસસના શરીરને લઈ ગયો.

૩૯ અને ત્યાં જે પ્રથમ જીસસની પાસે રાત્રિએ આવેલો, તે નિકોડેમસ પણ આવ્યો, અને સાથે સુમારે એક સો શેર વજનનૂં બોળ અને અગરનૂં મિશ્રણ લાવ્યો.

૪૦ ત્યારે તેમણે જીસસનું શરીર લીધું, અને યાહુદીઓની દાટવાની રીત છે તે પ્રમાણે તેને તેજાનાઓની સાથે શણનાં કપડાંમાં વીંટાળ્યું.

૪૧ હવે જ્યાં તેને વધસ્તંભે જડયો તે સ્થાનમાં એક વાડી હતી; અને તે વાડીમાં એક નવી કબર હતી, જેમાં ત્યાં સુધી કોઈપણ માણસ મૂકાયેલો ન હતો.

૪૨ તેટલા માટે યાહુદીઓના સાધનાદિવસના કારણથી તેમણે જીસસને ત્યાં મૂકયો; કારણકે તે કબર પાસે નજીક હતી.

## અધ્યાય ૨૦

અઠવાડિયાને પહેલે દિવસે મેરી મેગ્ડેલીન વહેલી, અંધારું હતું ત્યારે કબર પાસે આવે છે, અને કબર ઉપરથી પત્થર ઉપાડાઈ ગયેલો જૂએ છે.

૨ ત્યારે તે દોડે છે, અને સિમોન પીટરની પાસે અને જે બીજા શિષ્યને જીસસ ચાહતો હતો તેની પાસે આવે છે, અને તેમને કહે છે, કે સ્વામીને કબરમાંથી બહાર ઉપાડી ગયા છે, અને અમે જાણતાં નથી કે તેમણે તેને કયાં મૂકયો છે.

૩ પીટર અને તે બીજો શિષ્ય તેટલા માટે બહાર ગયા અને કબરની પાસે આવ્યા.

૪ તેટલા માટે તેઓ બન્ને સાથે દોડ્યા: અને તે બીજો શિષ્ય પીટરથી આગળ ગયો, અને કબરની પાસે પહેલો આવ્યો.

૫ અને તેણે નીચા વળીને અંદર જોતાં શણ-નાં કપડાં પડેલાં જોયાં; તોપણ તે અંદર ગયો નહીં.

૬ ત્યારે તેની પાછળ ચાલતો સિમોન પીટર આવે છે, અને કબરમાં શણનાં કપડાં પડેલાં.

૭ અને જે રૂમાલ તેના માથાની આસપાસ હતો, તેને તે શણનાં કપડાં સાથે નહીં પણ એક જગ્યાએ એકલો વીંટેલો જુએ છે.

૮ ત્યારે જે બીજો શિષ્ય કબર પાસે પહેલો આવ્યો હતો તે પણ અંદર ગયો, અને તેણે જોયું અને માન્યું.

૯ કારણકે ત્યાં સુધી તેઓ એ લેખને જાણતા ન હતા, કે તેણે મરેલાંઓમાંથી ફરી ઊઠવું જોઇએ.

૧૦ ત્યારે શિષ્યો ફરીને પોતાને ઘેર ગયા.

૧૧ પણ મેરી કબરની બહાર રડતી ઉભી હતી: અને રડતી રડતી તે નીચી નમીને કબરમાં જોવા લાગી,

૧૨ અને જ્યાં જીસસનું શરીર પડયું હતું ત્યાં આગળ બે દેવોને બેઠેલા જૂએ છે એકને માથું હતું ત્યાં, અને બીજાને પગ હતા ત્યાં.

૧૩ અને તેઓ તેને કહે છે, કે બાઈ, તું શા માટે રડે છે? તેણે તેમને કહ્યું, કે તેઓ મારા સ્વામીને ઉપાડી ગયા છે, અને હું જાણતી નથી કે તેમણે તેને કયાં મુકયો છે.

૧૪ અને તે આ પ્રમાણે બોલી, ત્યારે તે પાછી વળી, અને તેણે જીસસને જોયો, અને તે જીસસ છે એમ જાણ્યું નહીં.

૧૫ જીસસ તેને કહે છે, કે બાઈ, તું શા માટે રડે છે? તું કોને શોધે છે? તે તેને માળી ધારીને કહે છે, કે સાહેબ, જો તું તેને અહીંથી લઇ ગયો હો તો મને કહે કે તેં તેને કયાં મુકયો છે, અને હું તેને લઇ જઇશ.

૧૬ જીસસ તેને કહે છે, કે મેરી. તે વળી, અને તેને કહે છે, કે રેબોની; એટલે કે, ગુરુ.

૧૭ જીસસ તેને કહે છે, કે મને અડકતી નહીં; કારણકે હજી હું મારા પિતાની પાસે ઉન્નત થયો નથી: પણ મારા બંધુઓની પાસે જા, અને તેમને કહે કે હું મારા પિતાની અને તમારા પિતાની પાસે ચઢું છું; અને મારા પરમેશ્વરની અને તમારા પરમેશ્વરની પાસે.

૧૮ મેરી મેગ્ડેલીન આવી અને શિષ્યોને કહેવા લાગી, કે મેં સ્વામીને જોયો અને તેણે મને આ વસ્તુઓ કહી.

૧૯ ¶ ત્યારે તે જ દિવસે એટલે કે અઠવા-
ડિયાને પહેલે દિવસે સાંઝે જ્યારે યાહૂદીઓની
ધાસ્તીથી બારણાં બંધ કરીને શિષ્યો એકઠા થયા
હતા, ત્યાં જીસસ આવ્યો, અને વચ્ચે ઉભો રહીને
તેમને કહે છે, કે શાંતિ તમારામાં હો.

૨૦ અને જ્યારે તેણે આ પ્રમાણે કહ્યું, તે
પછી તેણે તેમને પોતાના હાથ અને પડખું
બતાવ્યાં ત્યારે શિષ્યો જેવો તેમણે સ્વામીને
જોયો તેવા પ્રસન્ન થયા.

૨૧ ત્યારે જીસસે કહ્યું, કે શાંતિ તમારામાં
હો: જેમ મારા પિતાએ મને મોકલ્યો છે, તેમ જ
હું તમને મોકલું છું.

૨૨ અને જ્યારે તે આમ બોલી રહ્યો, ત્યારે
તેમણે તેના ઉપર ફૂંક મારી, અને તેમને કહ્યું,
કે તમે પવિત્ર જીવન લો.

૨૩ જે કોઈનાં પાપ તમે માફ કરો છો તે
તેમને માફ થાય છે; અને જે કોઇનાં પાપ તમે
રાખો છો, તે રખાય છે.

૨૪ પણ બારમાંનો એક ટોમસ જે ડિડીમસ
કહેવાતો હતો તે જ્યારે જીસસ આવ્યો ત્યારે
તેમની સાથે ન હતો.

૨૫ તેટલા માટે બીજા શિષ્યોએ તેને કહ્યું, કે
અમે સ્વામીને જોયો છે પણ તેણે તેમને કહ્યું, કે
તેના હાથમાં હું ખીલાઓની મુદ્રા જોઈશ, અને

તે ખીલાઓની મુદ્રામાં મારી આંગળી મુકીશ, અને તેના પડખામાં હાથ નાખીશ, તે સિવાય હું માનીશ નહીં.

૨૬ અને આઠ દિવસ પછી ફરીને તેના શિષ્યો અંદર હતા, અને ટોમસ તેમની સાથે હતો: ત્યારે બારણાં બંધ છતાં જીસસ આવ્યો, અને વચ્ચે ઉભો રહ્યો, અને બોલ્યો, કે શાંતિ તમારામાં હો.

૨૭ ત્યારે તે ટોમસને કહે છે, કે તારી આંગળી અહીં પહોંચાડ અને મારા હાથ જો; અને તારો હાથ અહીં પહોંચાડ અને મારા પડખામાં નાખ: અને આસ્થાહીન નહીં પણ માનતો થા.

૨૮ અને ટોમસે ઉત્તર આપ્યું અને તેને કહ્યું, કે મારા સ્વામી, અને મારા પરમેશ્વર.

૨૯ જીસસ તેને કહે છે, કે ટોમસ, તેં મને જોયો છે તે કારણથી માન્યું છે: તેઓ ધન્ય છે કે જેમણે જોયું નથી, અને તોપણ માન્યું છે.

૩૦ ¶ અને જીસસે પોતાના શિષ્યોની સમક્ષતામાં બીજાં ઘણાં ચિહ્નો ખરેખરાં કીધાં, જે આ પુસ્તકમાં લખેલાં નથી:

૩૧ પણ આ લખેલાં છે, કે જેથી તમે માનો, કે જીસસ પરમેશ્વરનો પુત્ર ક્રાઈસ્ટ છે; અને કે એ માનીને તેના નામ દ્વારા તમે જીવન પામો.

## અધ્યાય ૨૧

આ વસ્તુઓ પછી ટાઇબીરિયસના સમુદ્ર પાસે જીસસે ફરીને પોતાનું પોતાના શિષ્યોની પાસે દર્શન આપ્યું; અને આ પ્રમાણે તેણે દર્શન આપ્યું.

૨ સિમોન પીટર, અને જે ડિડીમસ કહેવાતો હતો તે ટામસ, અને ગેલીલીના કાનાનો નથેનિયલ, અને ઝેબેડીના પુત્રો, અને તેના શિષ્યોમાના બે સાથે હતા.

૩ સિમોન પીટર તેમને કહે છે, કે હું માછલાં પકડવા જાઉં છું. તેઓ તેને કહે છે, કે અમે પણ તારી સાથે ચાલીએ છીએ. તેઓ ચાલ્યા, અને તરત એક વહાણમાં બેઠા; અને તે રાત્રે તેઓ કશું પકડી શક્યા નહીં.

૪ પણ હવે જ્યારે સવાર આવ્યું, ત્યારે જીસસ કિનારા ઉપર ઉભો હતો: પણ તે જીસસ છે એમ શિષ્યોએ જાણ્યું નહીં.

૫ ત્યારે જીસસ તેમને કહે છે, કે બાળકો, તમારી પાસે કંઇ ખાવાનું છે? તેમણે ઉત્તર આપ્યું, કે ના.

૬ અને તેણે તેમને કહ્યું, કે વહાણની જમણી બાજુએ જાળ નાખો, અને તમને મળશે. તેટલા માટે તેમણે નાખી, અને ત્યારે તેઓ માછલાંઓના સમૂહને લીધે ખેંચી શક્યા નહીં.

૭ તેટલા માટે જે શિષ્યને જીસસ ચાહતો તે પીટરને કહે છે, કે એ સ્વામી છે. હવે જ્યારે સિમોન પીટરે સાંભળ્યું, કે એ સ્વામી છે, ત્યારે તેણે પોતાનો ધીવરનો જભ્ભો લપેટ્યો, (કારણકે તે નગ્ન હતો.) અને સમુદ્રમાં પડ્યો.

૮ અને બીજા શિષ્યો માછલાંઓ સહિત તે જાળને ખેંચતા એક નાના વહાણમાં આવ્યા; (કારણકે તેઓ જમીનથી દૂર નહીં, પણ સુમારે બસેં ક્યૂબિટ હતા).

૯ જેવા તેઓ જમીન પર આવ્યા, કે તરત તેમણે ત્યાં કોયલાનો તાપ જોયો અને તેના પર માછલાં અને રોટલા મૂકેલા હતા.

૧૦ જીસસ તેમને કહે છે, કે તમે હમણાં પકડયાં તે માછલાંમાંથી લાવો.

૧૧ સિમોન પીટર ઉપર ગયો, અને એકસો અને પચાસ અને ત્રણ મોટાં માછલાંથી ભરેલી જાળ જમીન પર ખેંચી લાવ્યો: અને માછલાં એટલાં બધાં હતાં તોપણ જાળ ફાટી નહીં.

૧૨ જીસસ તેમને કહે છે, કે આવો અને જમો. અને તે સ્વામી છે એવું જાણીને કોઈ પણ શિષ્યે તેને પૂછવાની હિંમત ધરી નહીં, કે તું કોણ છે?

૧૩ જીસસ ત્યારે આવે છે, અને રોટલા લે છે, અને તેમને આપે છે, અને એ પ્રમાણે માછલાં પણ.

૧૪ હવે જીસસે મરેલાંઓમાંથી ઉઠયા પછી
આ ત્રીજી વાર પોતાના શિષ્યોની પાસે પોતાનૂં
દર્શન આપ્યૂં.

૧૫ ¶ પછી જ્યારે તેઓ જમી રહ્યા, ત્યારે
જીસસ સિમોન પીટરને કહે છે, કે સિમોન,
જોનાસના પુત્ર, શૂં તૂં મને આમના કરતાં વધારે
ચાહે છે? તે તેને કહે છે, કે હા, સ્વામી; તૂં
જાણે છે કે હું તને ચાહું છું. તે તેને કહે છે, કે
મારાં મેષપોતોને પાળજે.

૧૬ તે ફરીને તેને બીજી વાર કહે છે, કે સિમોન,
જોનાસના પુત્ર, શૂં તૂં મને ચાહે છે? તે તેને
કહે છે, કે હા, સ્વામી; તૂં જાણે છે કે હૂં તને
ચાહૂં છૂં. તે તેને કહે છે, કે મારાં ઘેટાંને પાળજે.

૧૭ તે તેને ત્રીજી વાર કહે છે, કે સિમોન,
જોનાસના પુત્ર, શૂં તૂં મને ચાહે છે? પીટર
દુઃખિત થયો, કારણકે તેણે તેને ત્રીજી વાર કહ્યું,
કે શૂં તૂં મને ચાહે છે અને તેણે તેને કહ્યું,
કે સ્વામી, તૂં બધી વસ્તુઓ જાણે છે; તૂં જાણે
છે કે હૂં તને ચાહૂં છૂં જીસસ તેને કહે છે, કે
મારાં ઘેટાંને પાળજે.

૧૮ ખરેખર, ખરેખર, હૂં તને કહૂં છૂં, કે
જ્યારે તૂં જુવાન હતો, ત્યારે તૂં તારી કમ્મર
બાંધતો, અને તને ગમે ત્યાં જતો; પણ જ્યારે
તૂં ઘરડો થશે, ત્યારે તૂં તારા હાથ લાંબા કરશે

અને બીજા તને બાંધશે, અને જ્યાં જવાની તારી
ઇચ્છા નહીં હશે ત્યાં તને લઇ જશે.

૧૯ આ તે તે કયા મૃત્યુથી પરમેશ્વરને કીર્તિ-
માન કરશે એ સૂચવવાને બોલ્યો. અને જ્યારે તે
આમ બોલ્યો, ત્યારે તેણે તેને કહ્યું, કે મારી
પાછળ ચાલ.

૨૦ ત્યારે પીટરે વળીને જોતાં જેને જીસસ
ચાહતો તે શિષ્યને પાછળ ચાલતો જોયો; કે જે
ભોજન વખતે તેની છાતી પર પણ ઢળેલો હતો,
અને જેણે કહેલું, કે સ્વામી, તને ફસાવે છે તે
કોણ છે?

૨૧ પીટર તેને જોઇને જીસસને કહે છે, કે
સ્વામી, અને આ માણસે શું કરવું?

૨૨ જીસસ તેને કહે છે, કે જો હું ઇચ્છું છું
કે હું આવું ત્યાં સુધી તે રાહ જૂએ, તો તે
તને શું છે? તું મારી પાછળ ચાલ.

૨૩ ત્યારે આ વચન બહાર બંધુઓમાં
ચાલવા લાગ્યું, કે તે શિષ્ય મરશે નહીં: પણ
જીસસે તેને એમ કહેલું નહીં, કે તે મરશે
નહીં: પણ એમ કે જો હું ઇચ્છું છું કે હું આવું
ત્યાં સુધી તે રાહ જૂએ, તો તે તને શું છે?

૨૪ આ તે શિષ્ય છે, કે જે આ વસ્તુઓનું
સાક્ષ્ય આપે છે, અને જેણે આ વસ્તુઓ લખી
છે: અને અમે જાણીએ છીએ કે તેનું સાક્ષ્ય
ખરું છે.

૨૫ અને બીજી પણ ઘણી વસ્તુઓ ઈસુએ કીધી છે, જેમાંની દરેક જો લખાય, તો હું ધારું છું કે દુનિયા પોતે પણ જે પુસ્તકો લખાય તેમને સમાવી શકે નહીં. આમીન.

સમાપ્ત

# રાષ્ટ્રીય કેળવણી માટેનું સાહિત્ય

## કેળવણી વિષયક પુસ્તકો :

| | |
|---|---|
| કેળવણીના અખતરા | ૦-૬-૬ |
| પરિચય પદ્ધતિ (સંસ્કૃત શિખવવાની) (અધ્યાપક નૃસિંહપ્રસાદ કા. ભટ) | ૦-૨-૦ |
| બાલવાર્તાઓ (ગિજુભાઇ તથા કાકાસાહેબ) | ૦-૩-૦ |
| બાળકોની માતાઓને (ગિજુભાઇ) | ૦-૧-૬ |
| બાળકોના પિતાઓને „ | ૦-૧-૬ |
| શ્રીમંત માબાપોને „ | ૦-૧-૬ |
| બાલવાર્તાની ખુબી (કાકાસાહેબ) | ૦-૧-૬ |
| શિક્ષક અને શિક્ષણ | ૨-૮-૦ |

## ધર્મપુસ્તકો :

| | |
|---|---|
| ભગવાન્ બુદ્ધ ( ગિજુભાઇ ) (કાકાસાહેબ કાલેલકરની પ્રસ્તાવના સહિત) | ૦-૩-૦ |
| હજરત મોહમ્મદ પયગમ્બર (સ) (અધ્યાપક નૃસિંહપ્રસાદ કા. ભટ) | ૦-૩-૦ |

## ઈતિહાસ :

ઉન્મેષ યોજનાનુસાર લખાયેલ
(અધ્યાપક નૃસિંહપ્રસાદ કા. ભટ)

| | |
|---|---|
| આપણા દેશનો ઈતિહાસ (પ્રથમ પુસ્તક) | ૦-૬-૦ |
| આપણા દેશનો ઈતિહાસ (દ્વિતીય પુસ્તક) | ૦-૫-૦ |

## સંસ્કૃત પુસ્તકો :

પરિચય પદ્ધતિ અનુસાર લખાયેલ
(અધ્યાપક નૃસિંહપ્રસાદ કા. ભટ)

**સંસ્કૃત પ્રથમ પુસ્તક**
(કાકાસાહેબ કાલેલકરની ઉત્થાનિકા સાથે) ૦–૬–૦

**સંસ્કૃત દ્વિતીય પુસ્તક** ૦–૬–૦

**અમરસાર અને સુભાષિતો**
(પ્રથમ વર્ષ) ૦–૧–૬
(સંસ્કૃત ભાષાની ઉચ્ચાર શુદ્ધિની તૈયારી માટે)

**ગુજરાતી કવિતા** (પ્રથમ વર્ષ) ૦–૨–૬

## બાલસાહિત્ય :

બાળકોના ગિજુભાઇને હાથે લખાયેલ

**બાલવાર્તા** ભાગ ૧ લો
(કાકાસાહેબ કાલેલકરની સુન્દર પ્રસ્તાવનાવાળો સંગ્રહ) ૦–૭–૦

**બાલવાર્તા** ભાગ ૨ જો ૦–૭–૦
("બાલવાર્તા કેમ કહેવાય" નામના ગિજુભાઇના વિસ્તૃત નિબંધ સાથે)

**ચાલણગાડી નાની** ૦–૧–૬

**ચાલણગાડી મોટી** ૦–૩–૦

**શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન**
**ભાવનગર**